# જંગે ત્રીપોલી

અથવા

# ઇટાલીયન ટર્કીશ લડાઇ.

ભાગ ચોથો.

લખનાર અને પ્રગટ કરનાર.

નિઝામુદ્દીન એ. કુરેશી.

પાંચપટી—અમદાવાદ



[illegible] પ્રતી [illegible]

[illegible]

કીંમત બાર આના.

અમદાવાદ પાંચપટીમાં આવેલા ધી નિઝામીયા પ્રીન્ટીંગ વર્કસમાં

૭૮૬

# જંગે ત્રીપોલી

અથવા

## ઇટાલીયન ટર્કીશ લડાઇ

ભાગ ચોથો


લખનાર તથા પ્રગટ કરનાર

નિઝામુદ્દીન એ. કુરેશી.

માલેક નિઝામીયા બુક ડેપો.

પાંચપટી—અમદાવાદ.





આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦.

ઝિલ્હજ ૧૩૩૧ નવેમ્બર ૧૯૧૩

કીમત બાર આના.

૭૮૬

માનવન્તા જનાબ,

મેહમુદ ઈસુફ ભાઇમીયાં સાહેબ

મુ. રંગુન.

"જંગે ત્રીપોલી"

ના પહેલા બીજા અને ત્રીજા ભાગની અર્પણ પત્રિકાનો સ્વીકાર કરી આપે મારા જેવા અદના લેખક ઉપર જે આભાર કર્યો છે તેની યાદમાં આ ચોથો ભાગ પણ આપનેજ અર્પણ કરવાની રજા લઉં છું આશા છે કે તેનો સ્વીકાર કરી પ્રથમની પેઠે આભારી બનાવશો.

૧૯-૧૧-૧૩
પાંચપટી
અમદાવાદ.

આપનાજ
નિઝામુદદીન કુરેશી.

૭૮૬

# દિબાચો.

---

ખુદાવંદે કરીમની તોફીક અને તેના રસુલે અકરમ હઝરત મોહંમદ સલ્લ૦ ના સદકાથી આજે હું મારા બ્હાલા વાચકોની સેવામાં હઝારો વાચકોએ પસંદ કરેલી "જંગે ત્રીપોલી" નામની મનહરણ વાર્તાનો ચોથો ભાગ રજુ કરવા પામ્યો છું જે માટે તે માલેકનો દિલોજાનથી આભાર માનું છું.

આ વાર્તાના ત્રણ ભાગ બહાર પડી ચુકયા છે અને તેમાં જે બીના દર્શાવવામાં આવી છે તે ઉપરથી વાચકો મજકુર વાર્તામાં રહેલા રહસ્યથી સારી પેઠે જાણીતા થઇ ચુકયા હશે. આજે રજુ કરવામાં આવતા ચોથા ભાગમાં પણ જે બીના આવેલી છે તેને વાંચીને વાચકો પાંચમા ભાગનો ઇન્તેઝાર કરવા લાગશે એવી સંપુર્ણ આશા રાખવામાં આવે છે.

આફ્રિકા નિવાસી ભાઇ યુસુફ સુલેમાન વચ્છ સાહેબ ડરબન વાલાએ માત્ર હમદર્દીની ખાતર મારા જેવા અદના લેખકના પુસ્તકોનો નાટાલમાં ફેલાવો કરવાની જે શુભ હિલચાલ કરી છે તે માટે હું તે ભાઇનો ખાસ અંતઃકરણપુર્વક આભાર માનું છું. ડરબનથી પ્રગટ થતા "ક્રેસન્ટ" માસીકના અધીપતી ભાઇ ઉસમાન આહમદ આફંદી સાહેબની ભલી કોશીશોનો પણ આભાર ભુલાય તેમ નથી. આ વાર્તામાં જે ઝીંક પ્લેટ ફોટો આપવામાં આવ્યા છે તે બંને ફોટોની એક એક હજાર કોપીઓ એ ભાઇએ માત્ર હમદર્દીની ખાતર મોકલી આપી હતી જે ખાસ આભારની લાગણી સાથે આ ભાગ સાથે આપવામાં આવે છે.

ઇનશાઅલ્લાહો તઆલા આ વાર્તાનો પાંચમો ભાગ ઘણોજ ટુંક સમયમાં બહાર પાડવામાં આવશે આશા છે કે આજસુધી જે સાહેબોએ આ અદના લેખકના દરેક પુસ્તકને માનની નજરથી જોયા છે તેઓ પાંચમા ભાગના પ્રગટ થવા પહેલાં પોતાના ઓરડર મોકલી આપી સેવકને સદાના માટે આભારી કરશે.

ત્રીજા ભાગના દિબાચામાં મેં એક અઠવાડીક ઇસલામી અખબારના પ્રગટ કરવાની ઇચ્છા જાહેર કરી હતી તે હાલ કેટલાક સંજોગોને જોતાં અનુકુળ નથી પણ ઇનશાઅલ્લાહ હું મારી એ લાંબા સમયની ઇચ્છા પાર પાડવાની કોશીશમાંજ છું.

આજસુધી પ્રગટ થએલા ચારે ભાગમાં અગર કોઇ ભુલચુક રહી ગઇ હોય તો માણુસ દોષને પાત્ર છે એ વાત ધ્યાનમાં રાખી દરગુજર કરી સેવકને આભારી કરશો.

| ૨૯-૧૧-૧૯૧૩ | આપનોજ |
| --- | --- |
| પાંચપટી—અમદાવાદ. | નિઝામુદદીન કુરેશી. |



# અનુક્રમણિકા.

પ્રકરણ — પાનું

શકિતને માટે વર્ષો થયાં એકે અવાજે વખણાતી.

# અદ્દભુત ચમત્કારવાળી

# મદન મંજરી ગોળીઓ.

શરીર લોહી તથા વીર્યનો પુરતો જથો પેદા કરી આખા શરીરને અપુર્વ તાકાત આપે છે. ધાતુ વિકારના તમામ રોગો નાબુદ કરવા માટે, નબળાં પડી ગએલાં જ્ઞાનતંતુઓને મજબુત કરવા માટે, ઢીલી પડી ગએલી નસોને તંગ બનાવવા માટે, ગુમ થએલ મરદાઇ તત્વ પાછું મેળવી આપવા માટે અને અકાળે પ્રાપ્ત થએલ બુઢાપણાંનો વિચિત્ર રીતે નાશ કરવા માટે આ **મદન મંજરી** ગોળીઓ એક બીન હરીફ ઇલાજ છે.

વળી કળતર, વાંસાનું ફાટવું, ચહેરાનું ફીકું પડી જવું, ખાલી પડી જવું, બેચેની, હાથ પગનો દાહ, યાદદાસ્તનું કમી થવું, પેશાબ અને સ્વપ્ના-માં ધાતુનું જવું વિગેરે અનેક રોગોને નાબુદ કરી પાચન શકિત સુધારી, દસ્ત સાફ લાવી ખુશનુમા તંદુરસ્તી બક્ષે છે. કીં. ગોળી ૪૦ નો રૂ. ૧.

# શકિત ને માટે લેપ નપુંસકત્વારી ધ્રત.

આ ધ્રતના લેપથી, હસ્ત કર્મ તેમજ બચપણામાં અજ્ઞાનતાને લીધે કરેલ બીજા અનેક કુકર્મોથી થએલ પુરૂષના ગુપ્ત ભાગની શીથીલતા, વક્રતા, નસોની કમજોરી ઇત્યાદી તમામ નપુંસકત્વ દોષ દુર થઇ પરિપુર્ણ શકિત પ્રાપ્ત થાય છે. કીં. તોલા ૨ નો રૂ. ૧.

## ખાત્રીને માટે થોડા અભીપ્રાયો વાંચો

આપની **મદનમંજરી** ગોળીઓએ ધાર્યા કરતાં પણ અધિક ફાયદો મને દેખાડી આપ્યો છે તે માટે હું આપનો અત્યંત આભારી છું.

**માણેકશા હોરમસજી વલસાડા,**
શાંગહાય-ચાયના.

૨ આપની **મદનમંજરી** ગોળીઓ માટે હું આપનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું. તે ગોળીઓએ મને ઘણો ફાયદો કરી આપ્યો છે.

**ઇઝીકલમોઝીઝ, આડન્સડીપાર્ટમેન્ટ**
**એડન-અરેબીઓ.**

**મફત**-વૈદ્ય વિદ્યા નામનું ૧૨૮ પાનાનું વૈદકીય પુસ્તક તદન મફત આપવામાં આવે છે.

**રાજવૈદ્ય નારાયણજી કેશવજી**, હેડ ઓફીસ **જામનગર**-કાઠિઆવાડ
બ્રાંચ—૨૮૬ કાલબાદેવી રોડ—**મુંબઇ.**



ટરકીશ તોપખાનાનુ કેળવાયલુ બાહોશ લશકર.



હીઝ એક્ષેલેન્સી હસન પાશા.

ટરકીશ દરિયાઇખાતાના પ્રધાન.

# જંગે ત્રીપોલી.

અથવા

## ઇટાલીયન ટર્કીશ લડાઇ.

### પ્રકરણ ૪૯ મું.

### મુંગાઓમાં બહેરો.

પરોઢીઆનો સમય હતો. હજુ આકાશ ઉપર આફતાબ આલમ તાબની આમદમાં થોડીક વાર હતી કે બાંગીએ પોતાના મનહરણ સાદથી ત્રીપોલીના વગડામાંની એક નાહનકડી વસ્તીને મીઠી નીંદ્રામાંથી ચોંકાવી દીધી અને ખુદાના તે નેક બંદાઓ “ અસ્સલાતો ખયરૂમ મિનન-નોમ ” નો હુકમ સાંભળી પાક પરવર દિગારની જનાબમાં આજીજી ભર્યું માથું ઝુકાવવા માટે પોત પોતાની પથારીમાંથી ઉઠીને હુશીયાર થઇ ગયા.

ઉમ્મે ખતીર તથા તેની બન્ની દીકરીઓ પણ ઉઠી અને સઘળા-ઓએ જરૂરી વસ્તુઓથી પરવારી અતી શોખની સાથે વઝુ કર્યો તથા

એક પવિત્ર લુગડાથી હાથ મોહડું લુછી સવારની ફરજ અદા કરવા માટે તે કનતાનના પાથરેલા કટકા ઉપર જઇને નમાઝ પઢવા ઉભી થઇ કે જે નમાઝના માટેજ ઝુંપડાના ચોકમાં પાથરવામાં આવ્યો હતો.

જ્યારે તે બાળાઓ નમાઝ અને તેને લગતા વિર્દ વઝીફાથી પરવારી ચુકી અને ઘરનાં કામકાજમાં ગુંથાવાનો વખત આવ્યો ત્યારે તે બાળાઓએ સઉથી પહેલાં પાસેના ઝુંપડામાં જઇને કેટેરનાને જોઇ આવવાનો વિચાર કર્યો. જેવી રીતે રાતના વખતે કોઇ અજબ જેવી વસ્તુ ઘરમાં આવવાથી ઘરવાળાઓ આખી રાત તેનાજ વિચારોમાં પસાર કરે છે અને સવાર થતાંજ સઉથી પહેલાં તે વસ્તુને જોવા માટે બેતાબ બને છે તેવીજ રીતે અત્યારે વનવાસી અરબ બાનુ ઉમ્મે ખતીર અને અરબ બાળા લુબના તથા તેની બેહનોએ નમાઝ અદા કર્યા પછી તરતજ કેટેરનાના ઝુંપડામાં પ્રવેશ કર્યો, પરંતુ જ્યારે તેઓએ અંદર જઇને કેટેરનાને ખાટલા ઉપર જુવાનીની મીઠી ઉંઘમાં પડેલી જોઇ ત્યારે આ સમજદાર બાનુઓએ તેને જગાડવાનું અથવા ત્યાં ઉભા રહીને એક બીજાથી વાતચીત કરવાનું મુનાસબ જાણ્યું નહિ એટલે પોતાના મેહમાનને આનંદમાં ઉંઘ લેતો જોઇ તરતજ પાછા પગલે પોતાના ઝુંપડામાં ચાલી આવી.

ગઇ રાતે જે વખતે ચારે મા દીકરીઓ કેટેરનાને ઝુંપડામાં એકલી મુકી પોત પોતાને ઠેકાણે જઇને સુઇ રહી હતી અને કેટેરના પણ ખજુરના પાંદડાંના વણેલા ખાટલા ઉપર સુવાના ઇરાદાથી ગઇ હતી તે વખતે અર્ધી રાત વીતી ચુકી હતી આખા દીવસની હાડમારીથી તેણી ખાટલા ઉપર પડતાંજ નિંદ્રાવશ થઇ જાય એ સ્વાભાવિક હતું પરંતુ સાંજના સમયે બનેલા દુખદાયક બનાવો એટલે નેરૂ અને હોડીવાળાઓનું ડુબવું, પોતાનું વનવાસી આરબોના હાથમાં સપડાવું, મીલાનાનું બચી જવું અને પોતાનું આ જંગલી માણુસોની સાથે આવવું આ બધી વાતો એવી નહોતી કે જે તરતમાંજ વિસરી જવામાં આવે અને તેણી બેચેન ન થાય. તેણી સુવાના વિચારથી ખાટલા ઉપર પોઢી તો ખરી પણ ઉંઘ કયાંથી લાવે ? દુખદાયક બનાવોના સબબે તેનો જીવ બિલકુલ ઉચાટ હતો. ભવિષ્યનો વિચાર તેણીને બેચેન બનાવવા માટે પુરતો હતો તે આશા અને નિરાશાના સાગરમાં ગોથાં ખાઇ રહી હતી. તેણી પોતાને

પકડી લાવનાર જંગલી અરબો અને તેમની બાનુઓની હીલચાલથી ભારે સંતોષી હતી. તેણી તેમના હાથમાં કેદ પકડાઇ ત્યારથી તો અત્યાર સુધી તેમનો વર્તાવ પણોજ સારો રહયો છે છતાં પણ જ્યારે ઇટાલીયન લેખકોની કલમથી બહાર પડેલી નોવેલોમાં લખેલા જુનાવોને યાદ કરતી જે આફ્રિકાના બીજા ભાગના માટે લખવામાં આવેલા છે અને જેમા સાંધા તથા વનવાસી અરબોનું જંગલીપણું તેમની નિર્દયતા ભરી હીલચાલ જનાવરોના જેવા જુલ્મો વિગેરે બાબનો જાહેર કરવામાં તેઓએ પોતાની કલમનો ઘોડો પુર ઝડપની સાથે દોડાવ્યો છે. તથા ઇટાલીયન પત્રોના પ્રપંચ એડીટરોએ પોત પોતાના પત્રોમાં " ત્રીપોલીના જંગલી અને તેમના જુલમો " ના મથાળા હેઠળ લાંબા લાંબા આર્ટીકલો લગભગ બે વરસથી લખવામાં આવ્યા હતા તેનો વિચાર આવતો ત્યારે કેટેરનાનું શરીર કંપી ઉઠતું, શરીરના રૂવાં ઉભાં થઇ જતાં અને બીકના લીધે બેહાલ બની આ વાકય પોકારી ઉઠતી

" કોણ જાણે મારી શી વલે થશે ? "

લગભગ બે વરસ સુધી કોઇ ખાસ વાતનું સાંભળવું અને તે વાત પણ મીઠું મરચું લગાવીને વર્ણવેલી હોય તથા બીલકુલ સાચી બનેલી વાતની પેઠે જાહેર કરવામાં આવી હોય તે એકાએક કેવી રીતે દુર થઇ શકે ? ઇટાલિયન લેખકો અને વર્તમાન પત્રોના એડીટરોએ ત્રીપોલી પ્રાંતના જંગલી અરબોના ઘાતકી કીસ્સાઓ એવા રૂપમાં બ્યાન કરીને તે ઉપર સુધરેલા યુરોપનું ધ્યાન ખેંચ્યું હતું કે તેમના લખાણો તથા મનપસંદ કીસ્સાઓ અસર કર્યા વિના રહયા નહિ. તેઓના પુસ્તકો અને વર્તમાન-પત્રો બે વરસ સુધી માત્ર જંગલી અરબોના ઘાતકીપણાનું વર્ણન કરવા માટેજ વકફ કરવામાં આવ્યાં હતા. જ્યારે આવી રીતની હાલત હોય ત્યારે ગરીબ કેટેરનાનો જીવ કયાંથી ઠેકાણે હોય ! લગભગ બે વરસથી જે જુલમોના પડઘા કાનમાં પડયા હોય તે પડઘા અરબોની ટુંક મહેમાનદારી અને દયા ભાવથી કેવી રીતે દુર થઇ શકે ? તેના જીગરમાં આ વિચાર, મજબુતાઇથી જગ્યા પકડીને બેઠો હતો કે મને પકડી લાવનાર અરબો મારી સાથે જરૂર હેવાનીયત પણાંની ચાલ ચલાવશે અને મારૂં પરિણામ ઘણુંજ દુ:ખ દાયક આવશે. આવા વિચારો તેણીને સખત બેચેન બનાવી રહયા હતા અને તેથી તેણી પોતાના બન્ને હાથોથી પોતાનું

મોઢું છુપાવી આંખો બંધ કરીને ખાટલા ઊપર ઊંધે મસ્તકે પડી જતી હતી, પણ જ્યારે આવા બીહામણા વિચારો દુર થતાં ત્યારે તેનું અંત કરણ આશાની ઝલક બતાવી સતોષી બનાવતું તે વખતે તેણી પોતાના મનમાં કહેતી કેઃ—.

" મને આ લોકોના ચહેરા ઉપરથી એવું ભાસતું નથી કે તેઓ મારી સાથે ખરાબ વર્તાવ કરે, જો કે તેમના ચહેરાઓ બીહામણાં છે પણ અંતરમાં દયાનો ઝરો વહેતો હોય એવો ભાસ થાય છે "

પણ આ વિચાર માત્ર વીજળીની પેઠે પળ વારમાં ચમક દેખાડીને દુર થઇ જાય છે. તે સાથેજ તેણી વિચારે છે કે " જો એમજ માની લેવામાં આવે કે આ લોકો મારી સાથે સારો વર્તાવ કરશે અને કોઇ પણ વાતનું દુઃખ નહિં આપે છતાં પણ આ લોકોની સાથે મારો નિભાવ કેવી રીતે થઇ શકશે ? તેઓ મારી વાત અને હું તેમનાં વાત સમજી શકતી નથી ઉપરાંત અહીની કોઇ પણ વસ્તુ મને આરામ આપનારી નથી ખાવા પીવાની ઉઠવા બેસવાની બધી વસ્તુઓ મારા દુઃખમાં વધારો કરનારી છે ફરી મારે કરવું શું ? " કેટેરના અહીં સુધી પહોંચીને એકદમ બે બાકળી બનીને પોકારી ઊઠી.

" ઓ મારા બાપ, મારૂં પરિણામ શું આવશે ? અને હું કેવા સંકટોનો હજુ શીકાર બનીશ ? "

ટુંકમાં એટલુંજ કે આવા વિચારોના સબબે કેટેરનાની પાસે નીંદ્રા ફરકતી નહોતી પણ કહેવત છે કે ઉંઘ સુળી ઉપર પણ આવે છે ગમે તેટલી ચીંતા અને ગમે તેટલી વેદના હોય પણ ઉંઘનો જાદુ ચાલ્યા વગર રહેતો નથી. છેવટે રાતના પાછલા ભાગમાં જ્યારે ઠંડો પવન વાતો હતો ત્યારે કેટેરનાનું મગજ પણ થાકી ગયું હતું નિંદ્રાએ ધીમે ધીમે કબજો કરવા માંડયો અને છેવટે તેણી નિદ્રાને બિલકુલ વશ થઇને બે ખબર થઇ ગઇ.

સવારના પહોરથી અત્યાર સુધી લુબનાએ કેટેરના ઉઠી છે કે નહીં તે જોવાને માટે તેના ઝુંપડાના પચાસેક ફેરા ખાધા હશે. પણ જ્યારે તેના ઉઠવામાં વાર થઇ અને તેણીના ચહેરા ઊપર આફતાબના કીરણ

પડીને પરસેવાના ઝોગ ફરી વળ્યા ત્યારે પરગજુ લુબના પોતાના હાથમાં પંખો લઇને કેટેરનાની પાસે ઊભી થઇ ગઈ અને પંખાથી કેટેરના ઉપર પવન નાંખવા લાગી થોડી વાર થઈ હશે કે ઠંડી પવનની લહેરોંઓના સબબે કેટેરના જાગી ઉઠી. કેટેરનાએ આંખો ઉઘાડીને માયાળુ અરબ બાળાને પંખા વડે પવન નાંખતાં જોઇ એટલે તરતજ પોતાની આંખો ચોળતી ખાટલા ઉપર ઉઠીને બેસી ગઇ કેટેરનાના જાગી ઉઠવાથી તરતજ લુબનાએ પોતાની માને સાદ કર્યો.

" મા ઓ મા ! આવો જલદી આવો, આપણો મેહમાન જાગ્યો છે "

લુબનાનો સાદ સાંભળતાંજ ઉમ્મે ખતીર, લયલા, રૂકઇયા, સલીમા કેટેરનાની પાસે આવી પહોંચ્યા અને તેણીને બેસેલી જોઇ ખુશાળી જાહેર કરી. કેટેરના પણ તેણીઓના આનંદી ચહેરા જોઇ કોઇ પણ રીતની બીકના બદલે હસ્તા ચહેરે તેણીઓને જોવા લાગી. ઉમ્મે ખતીર કુટુમ્બમાં વડીલ હતી અને પોતાના મહેમાનની ખાતર બરદાસ કરવી પોતાની ફરજ સમજતી હતી તેથી જયારે તેણીએ કેટેરનાને ખાટલા ઊપર બેસેલી જોઇ ત્યારે પોતાના રીત રીવાજ પ્રમાણે પોતાની ભાષામાં તથા અણસારાની મદદ વડે કેટેરનાથી પુછવા લાગી.

" દીકરી પાણી લાવું ! હાથ મોઢું ધોવું છે ? શું તમે ખુદાની ઇબાદત કરશો ? "

ઊમ્મે ખતીરના બોલવાની મતલબ કેટેરના લગાર પણ સમજી નહી પરંતુ તેણે પોતાના રીવાજ પ્રમાણે વિચાર કર્યો કે રાત કેવી પસાર થઇ એ વિષે અત્યારે આ ડોશી પુછતી હશે તેથી તેણીએ પોતાની ભાષામાં જવાબ આપ્યો.

" હા રાત સારી પસાર થઇ અને હું લાંબા વખત સુધી આરામની ઉંઘ લઇ ચુકીછું "

" જો તમે ફેરે જવા ચાહતા હોવ તો લુબનાની સાથે જાઓ. આ ઝુંપડાની પાડોશમાંજ વાડો બનેલો છે, ત્યાં તેણી તમને લઇ જશે. "

" પવિત્ર મરિયમના પ્રતાપે દીવસ પણ સારી પેઠે વિતશે.

" અને જો તમે ચાહતા હોવ તો હું પોતે તમારી સાથે આવું "

કેટેરના ઇટાલીયન અને ઉમ્મે ખતીર અરબી ભાષામાં બોલતી હતી. ઉમ્મે ખતીર સમજતી હતી કે તેણી મારા સવાલના જવાબ આપે છે અને કેટેરના સમજતી હતી કે ઉમ્મે ખતીર મારા સવાલના જવાબ આપે છે આવી રીતે એક બીજાની ભાષાની માહીતી ન હોવાથી આંધળો બેહરૂં કુટાતુ હતુ ઉમ્મે ખતીરના મુખમાંથી ઉપલું વાક્ય સાંભળીને કેટેરના સમજી કે તેણી મારૂં નામ પુછતી હશે તેથી જવાબમાં બોલી.

" મારૂં નામ કેટેરના છે "

ઉમ્મે ખતીરે કેટેરનાને, ખાટલા ઉપર બેસી રહેલી જોઇ એટલે કહેવા લાગી.

" જો તમને ફેરે જવાની જરૂરત ન હોય તો ચાલો બહાર ચોકમાં આવીને હાથ મોઢું ધોઇલો. "

કેટેરના ઉમ્મે ખતીરના બોલવાનો પોતાની સમજ પ્રમાણે ભાવાર્થ સમજેલી હોવાથી જવાબમાં બોલી,

" હું રોમની રેહનારી છું. "

કેટેરનાને હજુ પણ ખાટલા ઉપર બેસેલીજ જોઇ એટલે ઉમ્મે ખતીરે કહયું,

" તો દીકરી ! શું અહીં પાણી મંગાવું ? "

" હું મીલાનાની પાસે નોકર હતી. "

" જો અત્યારે મોઢું ન ધોવું હોયતો પછી ધોઇ લેજો, પણ રાતથી તમે ખાધું નથી માટે થોડુંક ખાઇ લો "

કેટેરનાએ પોતાની સમજ પ્રમાણેજ જવાબમાં કહયું,

"હું એની સાથેજ ત્રાંપોર્લ'માં આવી હતી,"

"તો શું હું લાર્ગી ખાશો ?"

"અને તેની સાથેજ સહેલગાહે નીકળતાં કેદ પકડાઇ છું."

થોડીક વાર સુધી ઉમ્મે ખતીર અને કેટેરનામાં આવીજ વાતચીત ચાલુ રહી, પણ જ્યારે હાથ અને આંખોના અણસારાથી જણાયુ કે બંને જણમાંથી એક પણ બીજાની વાત સમજતો નથી, ત્યારે ઉમ્મે ખતીર ભારે વિચારમાં પડી ગઇ અને પાંચેક મીનીટ પછી તેણી પાસેના ઝુપડામાં જઇને ખાવાની વસ્તુઓ તથા પાણીનો કુંજ લઇ આવી અને કેટેરનાની આગળ મુકી દીધો. કેટેરના હવે આ ભલી અરબ બાનુની વાતચીતનો ભાવાર્થ સમજી ગઇ અને અત્યાર સુધી જે ગોટાળો થયો, તેના માટે દીલગીર થઇ. તેણીએ થએલા ગોટાળાના સબબે હસતા ચહેરે ખાણાની વાનીઓ ઉપર નજર નાંખી, તેણીએ જોયુ કે જવના સેકેલા બે જાડાં રોટલા અને માટીના એક પ્યાલામાં ઉકાળેલું ગોશ્ત, પનીર તથા છોલેલું લસણ મુકેલું છે. તેની સાથેની એક નાનકડી વાટકીમાં થોડુંક મધ પણ છે. જે વખતે કેટેરનાએ વસ્તુઓ ઉપર પોતાને લાગેલી ભુખની નજર નાંખી તેજ વખતે આ અજાણી અને તેની સ્વચ્છ નજરમાં ગંદી ગણાતી વસ્તુઓ જોતાંજ લાગેલી ભુખ દુર થઇ ગઇ, ભુખના વખતે માણસને સુકો રોટલો પણ સ્વાદિષ્ટ લાગે છે. પરંતુ હજુ કેટેરનાને જોઇએ તેવી ભુખ લાગી ન હોતી. તેણીએ ખાવાની વાનીઓની જાહેર સ્થીતી જોઇને નકકી કરી લીધું કે આ વસ્તુઓ ખાવા જોગ નથી, જો કે ઉમ્મે ખતીરે પોતાના મોઘા મહેમાનના માટે ખાસ કરીને આ વસ્તુઓ તઇયાર કરી હતી. પણ મહેમાનને આ જંગલી વસ્તુઓ ખાવાની સુગ ચઢી આવી, એટલે તેણીએ અણસારાથી આ વસ્તુઓ ઉપાડી લઇ જવાને કહયું પણ ઉમ્મે ખતીર સમજી નહીં એટલે ખાણાની વસ્તુઓને હાથથી ખસેડી દેતાં કહયું·

"આને ઉઠાવી લઇ જાઓ મને ભુખ નથી."

હવે ઉમ્મે ખતીર કેટેરનાનો મતલબ સમજી જેથી તેણીને ભારે અફસોસ થયો અને દીલગીરી ભર્યા ચહેરે ખાણું ઉઠાવીને બહાર ચાલી

આવી. લુબના અને બીજી બાળાઓ કેટેરનાની પાસેજ બેઠી હતી. ઉમ્મે ખતીરે ખાતુને પાસેના ઝુંપડામાં મુકી દીધું અને ફરી એક બીજા ઝુંપડામાં ગઇ જયાં તેનો શોહર, દીયર અને ત્રણ ચાર નવ જવાન દીકરા તથા ભત્રીજા બેઠા હતા, તેણીએ ત્યાં આગળ આવીને પોતાના ખાવીંદને કહયું.

" યા અબુ તરાદા ! યા અબુ તરાદા ! "

" ઉમ્મે ખતીર શું છે ? "

" આપ આ બાપડીને શા માટે પકડી લાવ્યા છો. નાહક બિચારીને લાવીને સંકટમાં સપડાવી દીધી છે. "

" કેમ શું થયું ! "

" થાય શું " ઉમ્મે ખતીરે કહયું " ન તો તે બિચારી આપણી ભાષા સમજે છે ન તો અમે તેનો મતલબ સમજી શકીએ છીએ ભાષાની અણજાણતાના સબબે બંને બાજુ મુસીબતમાં સપડાયા છે.

" તો શું તમે તેની ભાષા સમજીને ઇટાલીનીં દાસ્તાન સાંભળવા ચાહો છો ? " અબુ તરાદાએ હસતા હસતા કહયું, એટલે ઉમ્મે ખતીર શરમાઇને બોલી.

" અરે નહીં રે મારે ઇટાલીની કહાણીઓ સાંભળીને શું કરવું છે ! માત્ર મારે તો તેની સ્થીતી દર્યાફ્ત કરવી છે. તેને કઇ વસ્તુની જરૂરત છે અને અને તેણી શું ચાહે છે એ વાતો જાણવી છે બાકી એની ભાષા સમજીને ત્યાંની તવારીખ જાણવાની લગારે જરૂર નથી, તે અભાગણીએ રાતથી એક દાણો સરખો પણ ખાધો નથી. "

" રાતે તો તે તદન ધભરાયેલી હતી તેથી ખાધું નહી હોય હવે તેણીને ખાવાનું આપો તેણી જરૂર ખાશે. "

" તેણી ખાતીજ નથી ને ? હું અબ ઘડી એજ માથાકુટ કરીને આપની પાસે આવી છું. "

" શું હજુ સુધી કાંઇ ખાધું નથી ? "

" ના "

" શા માટે ? "

" તે હું શું જાણું "

" રોટલી પણ નથી ખાતી ? "

" ના બિલકુલ નહિ " ઉમ્મે ખતીરે કહયું " આપ આ બીચારીને તો શા માટે પકડી લાવ્યા ? આપની દુશમની પુરૂષો સાથે હતી આ ગરીબ બાળાએ આપનું શું બગાડયું હતું કે આપ એને પકડી લાવ્યા "

" માત્ર દુશમનોને પજવવા માટે નહી કે આ નિર્દોષ અબળાઓને દુઃખ દેવા માટે "

" આ દુઃખ કાંઈ એવું છે કે તેણી પોતાના સાથ વાળાઓથી વિખુટી પડીને, વતનથી બે વતન થઇને, જાણુનારાઓમાંથી અજાણ્યાઓમાં આવીને ફસી પડી છે જયાં તેના દુઃખ દર્દની વાત સાંભળનાર અને સમજનાર કોઇ પણુ નથી. "

" આ દુઃખ તો એવું નથી કે જે દુર ન થઈ શકે ? " હું આજેજ એનો બંદોબસ્ત કરૂં છું "

" જલદીથી બંદોબસ્ત કરો તો સારૂં નહી તો બીચારી અહીંજ પુરી થઇ જશે પણુ આપ કેવો બંદોબસ્ત કરશો ? "

" હું આજે લશકરી કેમ્પમાં જઇને એને મુકી આવીશ ત્યાં આગળ ઇટાલીયન ભાષા જાણુનારા હોવાથી એની બધી અકળામણુ દુર થઈ જશે. "

" નહી ત્યાં તો ન મુકી આવો. કેમ્પવાળાઓ તો બીચારીને કેદખાનામાં પુરી દેશે તેથી એ બાપડીને ઘણુજ દુઃખ પડશે. "

" નહીં નહીં જે લોકો લડાઇમાં પકડાય છે તેમને કેદખાનામાં રાખે છે પણ " અબુ તરાદાએ કહયું " જાસુસો અમલદારો, સ્ત્રીઓ, અને દુશમનના જે લોકો હરતા ફરતા ભોગજોગે પકડાઇ ગયા હોય તેમના માટે તુરકી અમલદારોએ બિલકુલ જુદોજ બંદોબસ્ત કરેલો છે અને તે લોકોને જે જગ્યાએ રાખે છે તેનું નામ મેહમાનખાતું છે, જ્યાં એ લોકોની સારી પેઠે ખાતર બરદાસ કરવામાં આવે છે. "

" ઠીક ત્યારે એ બીચારીને આજને આજ ત્યાં પહોંચાડી આવો કે તેણી આ દુખમાંથી છુટે "

" હું આજને આજ એને પહોંચાડી આવીશ પરંતુ અત્યારે તો તમે એને થોડુંક ખવડાવી લો. "

" મેં તથા લુબના વિગેરેએ અનેક કોશીશો કરી પણ તેણી ખાતી નથી માટે આપ પોતેજ આવીને કોશીશ કરો કદાચ તેણી માની જાય "

" બહુ સારૂં આવું છું "

આટલું બોલીને અબુ તરાદા ઉમ્મ ખતીરની સાથે કેટેરનાના ઝુંપડામાં આવ્યો જ્યાં બધી બાળાઓ અણુશારાથી તેની વાતોની મતલબ સમજવાની કોશીશ કરી રહી હતી એટલામાં આ બંનેને આવતા જોઇ બાળાઓ કેટેરનાથી દુર જઇને બેઠી. આવી રીતે દુર ખસવાથી કેટેરનાએ નજર ઉઠાવીને જોયું તો ઉમ્મે ખતીરની સાથે એક માણુસ આવતો જણાયો. આ જોઇને કેટેરનાના ચહેરાનો રંગ ઉડી ગયો. તેણી સમજી કે મેં આ લોકોના ખાણાને ઇનસાફ આપ્યો નહીં જેથી આ ડોશી પેલા જંગલી અરબને મારા ઉપર જુલમ ગુજારવા માટે બોલાવી લાવે છે. આ વિચારથી તેણી બીકના સબબે ધ્રુજવા લાગી અને આંખો ફાડીને અબુ તરાદાને જોવા લાગી. પરંતુ જ્યારે તેણીએ જોયું કે તેની પાસે આવનાર સફેદ લાંબી દાઢી વાળો જંગલી અરબ તદન પાસે આવીને વ્હાલથી તથા નરમ સાદે આ પ્રમાણે બોલ્યો કે " દીકરી તમે રોટલા શા માટે ખાતાં નથી ! " ત્યારે તેની બીક લગાર દુર થઇ અને તેણી સમજી કે આ માયાળુ ડોશો કોઇ ભયંકર વિચારોને આધીન થઇને આવ્યો નથી બલકે તે સવારના પહોરમાં પોતાના પરોણાની ખબર અંતર

પુછવા માટે આવ્યો છે, કેટેરના પોતાના દેશના રીવાજ પ્રમાણે અણુ તરાદાના બોલવાનો ભાવાર્થ સમજીને ખુશાલ ચહેરે હસતા મુખે જવાબમાં બોલી.

" આપની મહેરબાનીથી તંદુરસ્ત છું "

" હું ધારૂં છું કે તમે મારા બોલવાનો ભાવાર્થ સમજી ગયા હશો ? " અણુ તરાદાએ અરબી ભાષામાં કહ્યું " વારૂ ત્યારે હું ખાણું મંગાવું ? " આટલું બોલીને અણુ તરાદાએ ઉમ્મે ખતીરને ઇશારો કર્યો એટલે તેણી બહાર ચાલી ગઇ. કેટેરનાએ અણુ તરાદાને જવાબ આપતાં કહ્યું.

" ખુદાવંદ ઇસુ ખ્રિસ્તની મહેરબાનીથી મારી રાત બહુજ આરામથી પસાર થઇ છે "

" તો ફરી તમે ઉઠીને હાથ મોહડું ધોઇ લો કે રાતની આળસ દુર થાય અને તમે થોડુંક ખાઇ શકો. "

" આપની મહેરબાનીના પ્રતાપે દીવસ પણ સારો પસાર થશે. "

આ વાતચીત અહીં સુધી પહોંચી હતી કે ઉમ્મે ખતીર તેજ ખાવાની વાનીઓ અને પાણીનો કુજો લઇને ઝુપડામાં દાખલ થઇ. આ જોઇને કેટેરના ડોશાની વાતચીતની મતલબ સમજી ગઇ, હવે તેણીએ જાણ્યું કે આ ડોશો મારી ખબર પુછવા આવ્યો નહતો બલકે ખાવા માટે સીફારશ કરવાને આવ્યો હતો અણુ તરાદાએ ઉમ્મે ખતીરના [illegible] માંથી ખાવાની વાનીઓ લઇને કેટેરનાની આગળ મુકી દીધી. ડોશાની માયાળુ વર્તણુંકનો કેટેરનાના ઉપર એટલો બધો અસર થયો કે પ્રથમની પેઠે ખાણા પ્રત્યે અભાવ જાહેર કરવાનું તેના અંતઃકરણે સાફ ના પાડયું પણ તે પોતાના સ્વભાવથી તદન લાચાર હતી. આ વખતે અણુ તરાદા તથા ઉમ્મે ખતીરે ખાવાની ખોહેશ કરવામાં લગારે બાકી રાખ્યું નહીં જેથી તેણીએ સખત અભાવ હોવા છતાં પણ રોટલાનો એક કટકો તોડયો અને શાક લીધા વિનાજ મોઢામાં રાખી લીધો કેટેરનાની જીંદગીમાં આ પહેલોજ બનાવ હતો કે તેણે છરી કાંટા સિવાય

હાથથી એક કોળીઓ મોહઢામાં મુકયો હોય તેણીએ રોટલીનો કટકો કાંઇ એટલા માટે શાકમાં પલાડયો નહોતો કે તેને પોતાનો હાથ બગડવાની ધાસ્તી હતી, બલકે રોટલાની સાથે શાક મેળવીને ખાય છે એ વાતની એને બીલકુલ ખબરજ નહોતી તેણી અત્યાર સુધી એજ સમજી હતી કે અહીં જેટલી ખાવાની વસ્તુઓ મુકી છે તે બધી જુદી જુદી ખવાય છે નહી કે એક બીજાને મેળવીને ખાવામાં આવે છે. તેણીએ રોટલાનો કટકો મોહઢામાં નાખી તો લીધો પણ જ્યારે તેની જીભ એન સ્વાદથી જાણીતી થઇ ત્યારે તેને સુગ ચઢી આવી અને ઉબકાઓ આવવા માંડયા. રોટલો તો કાંઇ એવો નહોતો કે જેથી ઉબકાઓ આવે પણ પહેલાંથી કેટેરનાના મનમાં સુગ સમાઇ ગએલી હોવાથી તેનો જીવ બગડવા લાગ્યો એટલે તેણીએ રોટલાનો કોળીઓ થુંકી દીધો અને ખાવાની વસ્તુઓને પોતાની સામેથી હઠાવી દીધી.

ઉમ્મે ખતીર અને બીજી બાળાઓ અબુ તરાદાના આવી જવાથી કેટેરનાએ રોટલાનો કટકો મોઢામા નાંખ્યો એથી ઘણી ખુશી થઇ હતી. તેમને ત્યાં આવેલા મેહમાને તેમની દાવત કબુલ કરી રોટલો મોંહઢામાં નાંખ્યો જેથી હવે બધા ઘરવાળાઓને પણ ખાવાની રજા મળશે એ વાતથી તેમના આનંદના પાર રહયો નહી પરંતુ જયારે પહેલાજ કોળીઆ ઉપર તેઓએ કેટેરનાની આવી હાલત થએલી જોઇ ત્યાર તેમની ખુશી દીલગીરીમાં બદલાઇ ગઇ. ઉમ્મે ખતીરે દીલગીર થતાં પોતાના શોહર અબુ તરાદાને કહયું.

" મહેરબાની કરીને આપ એને કેમ્પમાંજ લઇ જાઓ હવે અમાથી એનું ભુખ્યુ રહેવું જોવાતું નથી "

" બહુ સારૂ હું અબ ઘડીજ એને ત્યાં પહોંચાડી આવુ છું, તમે લગાર મારા ઘોડા ઉપર જીન બંધાવી આપો. હું રૂકઇયા બાપથી એક જરૂરી વાત કરીને આવું છું તે બાદ હું એને લઇ જઇને નિશાત બેકને સોંપી આવીશ. એમને ત્યાં એ બીચારીને એનો પોતાનો ખોરાક મળશે "

" તો શું એ લોકોનો ખોરાક જુદો છે ? " ઉમ્મે ખતીર અજાયબીમાં લીન થતાં બોલી અને લુબના પણ પોકારી ઉઠી.

" શું આ લોકો અમો જે ખાઇએ છીએ તે ખાતા નથી ? "

" હા દીકરી એમના ખાવાની વસ્તુઓ જુદી હોય છે "

" તેઓ શું ખાય છે ? " સલમા અને લુબનાએ પૂછ્યું જેના જવાબમાં ઘરડા અણુ તરાદાએ હસતા ચહેરે દાઢી ઉપર હાથ ફેરવતાં કહ્યું.

" તમે એમ સમજી નહીં શકો પણ એક દીવસે લાવીને બનાવીશ ત્યારે તમો રહેજમાં સમજી જશો. "

---

# પ્રકરણ ૫૦ મું.

"ખુબ ગુઝરેગી જો મિલ બેઠેંગે દીવાને દો."

"કોણ જાણે મને શું સુઝ પડી કે આ નકામી આફત માથે હોરી લીધી."

એક ગમગીન અને ઉદાસ માણસની જીભથી આ વાકય એવી પરેશાનીની સ્થીતીમાં નીકળ્યું કે જેથી તેના અંતરની બધી વેદનાઓ જાહેર થઇ જાય છે.

રાતનો સમય હતો, રાત પણ અંધારી અને એવી ભયંકર અંધારી કે ચારે બાજુએ અંધકારની પુરેપુરી સત્તા જામેલી હતી. અગર આજુ બાજુના લશકરી મોરચા, બુલંદ ડુંગરાઓની ટોચ, ઉંચા ઉંચા ટેકરા અને લશકરી અમલદારોના મોટા મોટા કેમ્પોમાં આવડા મોટા પ્રમાણમાં અજવાળાના માટે બતીઓનો બંદોબસ્ત ન કરવામાં આવ્યો હોત અને અંધકારને દુર કરી તેનો આછો પ્રકાશ અહીં સુધી ન પહોંચત તો અત્યારે આ રાવટીઓ અને તંબુખાના ચોકમાં એટલું બધું અંધારું ઘોર હોત કે માણુસને એક બીજાનો હાથ નજરે ન પડત અને ઘણીજ મુશકેલીથી એક બીજાનો ચહેરો ઓળખી શકાત.

રાવટીઓની આ હારમાળા જે આજકાલ લશકરમાં "મેહમાનખાના" ના નામથી ઓળખવામાં આવે છે તે ગારવાનના બુલંદ ડુંગરાઓની બીજી બાજુએ તલેટીમાં બનાવવામાં આવેલું છે. જોકે આ જગ્યાએ અનેક તંબુઓના બંદોબસ્ત કરવામાં આવ્યો છે પણ અત્યારે અમલદારો અને મેહમાનોના એક બીજાની જોડે દસ અગ્યાર તંબુઓથી વધારે તંબુઓ લગાવવામાં આવ્યા નથી. આનું મુખ્ય કારણ એટલું જ છે કે હજુ લડાઇની શરૂઆત છે તેથી બહાદુર તુરકોની પરોણાગત ચાખવાને માટે "મેહમાન

ખાના"માં વધુ મેહમાનો આવવા પામ્યા નથી, જેથી વધુ તંબુઓ ગોઠવવામાં આવ્યા નથી.

આ દસ અગ્યાર તંબુઓ એક બીજાથી દુર ગોઠવવામાં આવેલા છે એ બધા તંબુઓની વચ્ચે માત્ર એકજ ફાનસ મુકવામાં આવ્યું છે એ સિવાય અજવાળા માટે બાજો બંદોબસ્ત રાખ્યો નથી જેથી આ ફાનસનું અજવાળું માત્ર એ તંબુઓની આસપાસજ પોતાનો પ્રકાશ નાંખે છે જેથી બહાર તદન અંધારૂં છે. વચલા ચોકમાં કોઇ ખાસ કારણસર અજવાળાનો બંદોબસ્ત કરવામા આવ્યો નથી એટલે ત્યાં માત્ર અંધારા સિવાય બીજું કાંઇ નજરે પડતું નથી. અલબત આ રાવટીઓ અને તંબુઓનો હારમાળા જેને મેહમાન ખાનાનાનામથી ઓળખે છે તેની બહાર ચારે બાજુએ બતીઓનો પુરેપુરો બંદોબસ્ત રાખવામાં આવેલો છે અને માત્ર દસ દસ વારના છેટા ઉપર પેહરાવાળા સીપાઇઓ ઘણીજ બાહોશીથી ઉભા રહી પોતાની ફરજ અદા કરી રહયા છે. વળી રોન ફરનારા સીપાહીઓ મેહમાનખાના અને કેમ્પની આજુ બાજુ ફરીને પહેરો ભરી રહયા છે.

મેહમાનખાનાના આ આઠ દસ તંબુઓમાંના એક તંબુની બહાર દરવાજાથી થોડેક દુર બીલકુલ અંધારામાં એક સાદડી પાથરેલી છે અને તેના ઉપર એક અરબી સિપાઇ પહેરેલો માણસ ઘણાજ દીલગીર અને ઉદાસી ભર્યા ચહેરે બેસી પોતાના મનમાંજ વાતો કરી રહયો છે.

એના ચહેરા ઉપર ઉદાસી અને અફસોસીના ચિન્હ પ્રગટી નીકળ્યા છે તેના વિચારો તદન પરેશાન અને ચીંતા સાગરમાં ડુબેલા છે. તે વારે ઘડીએ હાયકારા ઉપર હાયકારા નાંખી આંખોમાંથી આંસુઓ કાઢી રહયો છે તે અત્યારે તદન એકલો છે તેથી તેના રંજમાં વધારો થઇ રહયો છે. તે ચીંતાતુર વિચારોમાં બીલકુલ લીન થઇ ગયો છે.

તેણે એક લાંબો હાયકારો નાંખીને નીચે પ્રમાણે બોલવું શરૂ કર્યું.

"કોણ જાણે મને શું સુઝ પડી કે નકામી આ આફત માથે હોરી લીધી.........મને શું માલુમ કે ત્રીપોલી પહોંચી ને મારી આવી

ગલે થશે. પુરો એક દીવસ પણ હું મારી ફરજ અદા નહી કરી શકું અને પકડાઇ જઇશ આહ ! મારી તો આબાદ આવી હાલત થઇ છે.

પિનહાં થા દામ સખ્ત કરીબ આશિયાન કે
ઉડને ભી હમ ન પાયે ગિરફ્તાર હો ગયે

" .......હાય મને શી ખબર કે તુરકો આટલા બધા બાહોશ હુશીયાર અને ચાલાક છે જો મને આવા ખબર હોત તો હું રોમ મુકીને અહીં શું કરવાને આવત .......જહાનમમાં જાય એવી જાસુસી........ લાનત છે આવી લાલચપર હું તો મારી હોટલ સારી પેઠે ચલાવી રહયો હતો પેટ પુરતું મળી જતુ હતું પણ લાલચે મને મોતના ખાડામાં ધકેલી દીધો ( ચીંતાતુર બનીને ) કોણ જાણે હવે મારૂં શું થશે...... શું થાય ? ...બસ મોત...મોત માથા ઉપર સવાર છે......માત્ર થોડોજ વાર છે......કોણ જાણે શુળી ઉપર ચઢીશ કે તોપથી ઉડીશ...હાય મારી જીંદગી તદન નકામી ગઇ અહીં આવીને મેં શું લીધું ? અગર પકડાયો નહોત તો કદાચ કાંઇ.........તો પણ શું ? ......આવા બાહોશ દુશમનના કેમ્પમાં જાસુસી કરવી તે કાંઇ નાનુંસુનું નથી ? એકને એક દીવસ જરૂર પકડાઇ જાત......ફરી પણ એજ પરિણામ આવતું એટલા માટે જો મને મોટામાં મોટો ખજાનો મળી જાત તોએ આ ભયકર મોતની આગળ શા કામનું ?........લાલચનું સત્યાનાશ થાય તેણે આગળ પાછળનું કાંઇ પણ વિચારવા ન દીધું...આહ મારી બુદ્ધી ઉપર પથર પડી ગયા હતા......આહ મારી લાલશાએ મને બીલકુલ આંધળો બનાવી દીધો હતો...મારૂં દીલગીરી ભર્યું પરિણામ લગારે મને દેખાયું નહીં...વારૂ જે થવાનું હતું તે તો થયું પણ હવે આગળ શું થશે ? આગળ શુ થાય ! ......બસ મોત.......દીલગીરી ભરી મોત ! ( કાંઇક વિચારીને ) પણ ...પણ શું ? ...એજ કે તુરકોએ હજુ સુધી મને કાંઇ કહયું નથી ? આતો એક સાધારણ વાત છે અત્યારે મને કાંઇ કહયું નથી તો શું થયું...શું આયંદા મારી મોતનો હુકમ નહી બહાર પડે ? શું દુશમનનો જાસુસ જાસુસી કરતાં પકડાય તો તે લશકરી કાયદા પ્રમાણે મોતની સજાને પાત્ર નથી ? ( કાંઇક વીચાર કરતા થોડીવાર થોબીને ) પણ જાણ્યામાં કદાચ તેઓ મને કતલ ન કરે ? ...એમ થાય એ બનવા જોગ છે તેઓ

મને કતલ ન કરતાં ઇસતમબોલના કોઇ કેદખાનામાં મોકલી આપે એ પણ બનવાજોગ છે ( ચહેરા ઉપર આશાની ચમક પ્રગટી નીકળે છે ) અને હું ત્યાંથી એક દીવસે છુટકારો પામું એ પણ બનવાજોગ છે...... હા એવું થઇ શકે છે...પણ અત્યારની આ કેદ મને મરણતોલ બનાવવા માટે પુરતી છે.......આહ ખુદા દુશમનને પણ આ દીવસ ન દેખાડે...... કેવી ખરાબ જીંદગી છે ..જીવવું મુશકેલ છે એકલાં બેઠા બેઠા દીવસ જતો નથી ન કોઇ કામ છે ન કોઇ સાથી છે માત્ર હું છું અને આ એકાંત જગ્યા ! આખો દીવસ રડવામાંજ પસાર થાય છે અને જ્યારે રાત આવે છે ત્યારે તો મુસીબતનો પહાડ તુટી પડે છે. ચિંતાઓના સબબે મગજ શક્તિ ગુમ થઇ ગઇ છે. નિંદ્રા પાસે ફરકતી પણ નથી. તારાઓની ગણત્રી કરવામાંજ સવાર થઇ જાય છે અને પાસા બદલતાં બદલતાંજ આફતાબ ઉદય થાય છે......હું પોતે પોતાના મનથીજ વાતો કરૂં છું અને પોતાના દુ:ખની કથા પોતાનેજ સંભળાવું છું......કોઇ સાંભળનાર પણ નથી કે જેને જીગરનો ભેદ કહું......કાલથી આ જાફર નામનો છોકરો મારી પાસે આવે છે...આના આવવાથી એટલું તો થયું છે કે હું એક માણસ જાતથી વાતચીત કરૂં છું પણ મને ખબર નથી કે આ કોણ છે ? ચહેરા ઉપરથી ત્રીપોલીનો અરબ જણાય છે...એ પોતે પણ કહે છે કે હું અસીર કુટુંબમાંથી છું...કદાચ તે સાચું પણ હોય ? તો પણ શું આ વાત સાચી હશે કે તે પણ જાસુસીનાજ આરોપસર પકડાયો છે ...એટલે શું તે ઇટાલીયનોનો જાસુસ હતો ? કદાચ હોય પણ !...અજબ થવાનું કાંઇ નથી ઇટાલીયનોને આવા જાસુસોની ઘણીજ જરૂરત હતી તેથી કદાચ એને એ કામ ઉપર રાખી લીધો હોય પણ જ્યાં સુધી મને તે અસીર કુટુંબનો છે અને ઇટાલીયનોનો જાસુસ હતો ત્યાંસુધી હું તેની આગળ મારા અંતરની વાત કહી શકતો નથી. તેમજ ન તો તેનાથી મળીને અહીંથી ગુપચુપ નાસી જવાની તજવીજ કરી શકું છું........( એક લાંબો વિચાર કર્યા બાદ એકાએક ચોંકીને ) હા, જાફર કહે છે કે ઇટાલીયનો ત્રીપોલી ઉપર કબજો મેળવી ચુકયા છે અને હવે બહુજ જલદીથી આગળ વધનાર છે...અગર આ વાત સાચી હોય તો ફરી મારા છુટકારાના દીવસો નજદીક આવી પહોંચેલા જણાય છે તેઓ જરૂર આ તુરકી મોરચાઓ ઉપર પણ કબજો કરી લેશે અને અમો બધા સુલતાની કેદીઓ જેઓ આ મેહમાનખાનામાં કેદ છે અને જેઓ લડાઇમાં કેદ પકડાયાથી લશકરી કેદ-

ખાનામાં બંદીવાન બનેલા છે તે બધાને તુરકોના પંજામાંથી છોડાવી લેશે...પરંતુ...જાફર કહે છે કે આ ડુંગરાઓ ઉપર તુરકોનો બંદોબસ્ત ઘણોજ મજબુત છે તેથી ઇટાલીયનો આ તરફ આવી શકનાજ નથી...જો આ વાત સાચી હોય તો મારા આ બધા વિચારો ધુળ ઉપર લીંપણ જેવાજ સમજવામાં આવશે...હાય, (હાયકારો નાંખીને)

કોઇ ઉમ્મીદ બર નહીં આતી
કોઇ સુરત નઝર નહીં આતી

ખરેખર તુરકોનો બંદોબસ્ત ઘણોજ સારો દેખાય છે......દાખલા તરીકે આ મેહમાન ખાનાનોજ બંદોબસ્ત કેવો ઉત્તમ છે ? અમારી દેખરેખ અને સંભાળ માટે જે જે યુક્તિઓ ઘડવામાં આવે છે તેની રતી બરાબર પણ અમને ખબર મળતી નથી...અને અમને એમ જણાય છે કે જાણે અમારી કોઈને લગાર પણ પરવા નથી (દીલગીર થઇને) એટલાજ માટે હું કહું છું કે આ મોરચાઓ ઉપર ઇટાલીયનોનું ફતેહ પામવું બીલકુલ અસંભવિત છે...અને જો તકરારના લીધે માની લેવામાં આવે કે તેઓએ આગલા ભાગની ચોકીઓ ઉપર કબજો મેળવી લીધો અને તુરકોને પાછળ હઠવું પડ્યું તોએ તેઓ અમને મુકીને જનાર નથી. આ મેહમાનખાના અને કેદખાના ડુંગરાઓની પછવાડે અને છેવટના મુકામ ઉપર બનેલા છે તેથી તેઓ અહીંથી જતી વખતે અમને જરૂર સાથે લઈ જશે. તુરકો જેવા બુદ્ધીશાળી લોકો પોતાના કેદીઓને કદી પણ મુકીને જનાર નથી. કેદીઓના સબબે તેઓ દુશમનને દબાવી શકે છે અને જે ચાહે તે કરાવી શકે છે. એટલે પરિણામ એજ આવ્યું કે મોત માથા ઉપર સવાર છે અને છુટકારાનો લગારે ભરૂસો નથી. હાય હું તો આ દુખના સબબે મોતના કીનારે પોહચી ચુકયો છું પણ આ જાફર છોકરાને લગારે દીલગીરી કે રંજ નથી જ્યારે જુઓ ત્યારે આનંદી જણાય છે આખા દીવસમાં મેહમાનખાનાના બધા તંબુઓમાં પચાસ ચક્કર લગાવતો હશે. બીક અને દુઃખ શું છે તે જાણે જાણતોજ નથી ફરી હું કેવી રીતે માનું કે તે જાસુસના આરોપમાં પકડાયો છે........જાણ્યામાં તેને મરવાની દીલગીરી નથી અથવા પોતાનો જીવ વ્હાલો નથી અથવા તો તે મોતથી ડરતોજ નથી કે દર વખતે આનંદમાં રહે છે. જાણ્યામાં એમ પણ હોય કેમકે વંજારાનો અરબો એવાજ સખત છાતીના અને બહુજ દ્રઢતાવાળા

હોય છે.........( કોઇના આવવાના પગલાનો સાદ સાંભળીને ) જાણ્યામાં તેજ આવે છે. ઘણું કરીને તો તેજ હશે અંધારામાં ચહેરો દેખાતો નથી પણ અત્યારે એના વિના બીજું કોણ હોય ? ( ધ્યાન પુર્વક જોઇને ) હા હા તેજ છે......અને બહુજ જલદી આવી રહ્યો છે કોણ જાણે આજે આમ ઉતાવળો કેમ આવે છે ? શું કેઇ ખરાબ ખબર લાવતો હશે ( ધુજતા જીગરે ) શું મોતનો સંદેશો તો નહિ હોય ? ઓ મારા ખુદા ! હવે શું થશે ? ઓ ખુદાના ખાસ અને પુરાણા નબી ઓ તુર ઉપર ખુદાની હીદાયત પામનારા કલીમ ! ઓ ફીરઓન જેવા બનાવટી ખુદાને નાઇલ નદીમાં ડુબાવનારા મુસા ! મારી મદદ કર મારી વ્હારે ચઢ, મદદનો આજ વખત છે.........ઓ મારા સાચા નબી મુસા ! પોતાના ખુદાના માટે મારી મદદ કર......હું મદદને લાયક નથી કેમકે મેં નહાનપણથી અત્યાર સુધી કોઇ દીવસે પણ તારી સચ્ચાઇઓને માની નથી તેમજ કોઇ દીવસે તારા હુકમનો સ્વીકાર કર્યો છે પરંતુ હવે શું કરૂં આ વખતજ એવો છે કે તારા વિના કોઇ પણ મારી મદદે પહોંચી શકતો નથી ખુદાના વાસ્તે મારી મદદ કર મદદ કર ”

આ માણુસ આવીજ રીતે આજીજી ભર્યા સાદે ખુદાની જનાબમાં દોઆ માંગી રહ્યો હતો કે જાફર દોડતો દોડતો તેની પાસે આવી પહોંચ્યો. તે માણુસે આશા અને નિરાશાના સાગરમાં ગોથાં ખાતાં તેના ચહેરા ઉપર દયા ઉપજાવનારી નજર નાંખી પણ જાફર જાણે તેની હાલતથી બિલકુલ અંજાણુ હોય એવી રીતે આવીને પાથરેલી સાદડી ઉપર તેની પાસે બેસી ગયો અને પેલા માણુસની આંખોમાં પોતાની આંખો મેળવી બે પરવાઇથી બોલ્યો

“ કિસ સોચમેં હો નસીર બોલો
આંખે તો મીલાવો દિલ કહાં હે ”

“ સારી પેઠે છું અને ખુદાનો આભાર માનું છું ” કેદમાં પડેલા જાસુસ નસીરે કહ્યું “ પણ તું કોઇ નવી ખબર સંભળાવ. ”

“ તમારા માટે મોતનો પરવાનો તૈયાર થઇ ગયો છે માટે [illegible] તઇયાર થઇ જાવ ”

" શું સાચું ? " આભો બનીને નસીર પોકારી ઉઠયો.

" બસ આટલીજ ખબર સાંભળવાથી હોશ ઉડી ગયા ? લગાર હીમત રાખો અને મરદ બનો; શું આ હીમ્મત ઉપરજ જાસુસી કરવાને આવ્યા હતા ? લગાર મને તો જુઓ ! "

" ભાઇ ! રમુજ મુકીને સાચે સાચું કહો " નસીરે મડદાલ સાદે કહયું– " શું ખરેખર મારા મોતનો પરવાનો બહાર પડી ચુકયો છે ? "

" તો શું હું જુઠું કહું છું ? "

" ત્યારે ફાંસી.........તોપ......" આટલું બોલતાં બોલતાં જીભ અટકી પડી અને આંખોમાં અંધારૂં આવી ગયું. એટલે નસીરને ભોંય ઉપર પડતાં રોકીને જાફર બોલ્યો

" અરે ભલા માણુસ લગાર હોશમાં આવો. રમુજ પણ સમજતા નથી ? હું તો માત્ર રમુજ કરૂં છું "

" શું ખરેખર ? " નસીરે લગાર હીમ્મતથી પુછ્યું " મારી મોતનો હુકમ નથી થયો ? "

" હા, હા, નથી થયો, રમુજમાંને રમુજમાં તમે તો દુનિયાથી સીધારવા તઇયાર થઇ ગયા. "

" જાફર ! હું તો બીલકુલ સાચુંજ સમજતો હતો મને તો મોતની ઘણીજ બીક લાગે છે. "

" અરે રે ! તમે તો બિલકુલ ઢીલાજ નીકળ્યા " હસતા હસતા જાફર બોલ્યો " મરવાથી તે ડરવાનું શું ? વારૂ હવે લગાર હોશમાં આવીને એક ખુશીની વાત સાંભળો ? "

" શું ? "

" અમારી પેઠે એક બીજો નવો માણુસ જાળમાં ફસગો છે "

" શું તે પણ ઇટાલીયન જાસુસ છે ? "

" હા, હા, અબ ઘડી સાલેહ અસીરીએ કેદ કરીને મોકલ્યો છે. જે તેની પાસે તેના બાપ ઇબ્રાહીમ અસીરનો કાગળ લઇને ગયો હતો. "

" તો ફરી તેમાં મારે ખુશી થવાનું શું છે ? અહીં એના જેવા ઘણાં ફરી રહયાં છે "

" તમારે ખુશી થવાનું કેમ નહીં, તેને તમારી સાથે એકજ તંબુમાં રાખવામાં આવનાર છે તેથી તે તમારો સાથી બનશે. આ બંદોબસ્ત માત્ર તમારા માટેજ મેં બહુ ભાર દઇને કરાવ્યો છે. "

" આ કામતો બહુજ ઉત્તમ કર્યું કેમકે

ખુબ ગુઝરેગી જો મિલ બેઠેંગે દીવાને દો

પણ તેઓ કોણ છે તો તે બતાવ ? "

" એની મને કાંઇ ખબર નથી તમે પોતેજ તેનાથી પુછી લેજો. હમણાંજ તે તમારી પાસે આવનાર છે. "

" વારૂ ! પરમ દહાડે જે ઇટાલીયન કેદ થઇને આ મેહમાન ખાનામાં આવ્યો છે તેની હકીકતની ખબર પડી કે ? "

" હા, તે ઇટાલીયન લશકરનો એક વોલન્ટીયર છે અને જંગલમાં એક ઇટાલીયન બાળા ઉપર ખુની હુમલો કરતાં પકડાયો છે "

" તેના નામની બાતમી કાંઇ મળી છે કે ? "

" જાણ્યામાં તેનુ નામ કલાગસ છે "

" ઘણું કરીને તે મારી ઓળખાણનો નથી- " નસીરે વિચાર કરતાં કહયું " પણ કદાચ હોય ? "

" વળી આજે એક ઇટાલીયન બાળા પણ મેહમાન ખાનામાં આવી

છે જેને કેટલાક અરબો પકડી.. ...” સામેથી ત્રણ ચાર માણસોને પોતાની તરફ આવતા જોઈને જાફરની વાત કાપતાં નસીરે કહયું.

“ જુઓ જાણવામાં તે નવોજ માણસ આવી રહયો છે ”

“ હા, હા, તેજ છે. સીપાહીઓ તેને આ તરફ લાવે છે. ”

થોડીજ વારમાં તે નવો કેદી સીપાહીઓની સાથે નસીરના તંબુની પાસે આવી પહોંચ્યો એટલે તે સીપાહીઓમાંના એકે નસીરને કહયું.

“ નસીર શામી ! આ માણસ પણ તમારી સાથેજ તંબુમાં રહેશે. મેહમાન ખાનાના નાયબ રક્ષક નદીમ આફંદી દર્યાફ્ત કરે છે કે આ માણસના રહેવાથી તમને તકલીફ તો નહિ પહોંચે ? ”

“ ઘણીજ ખુશીની સાથે તેઓ મારી સાથે રહી શકે છે ” નસીર ખુશી થતાં બોલ્યો–“ એમના આવવાથી મને ગમ્મત પડશે અને જલદીથી વખત પસાર થશે. ”

“ માટે લો આ તમને સોંપવામાં આવે છે, એમને ખુશીની સાથે તમારી સાથે રાખો. ”

સીપાહીઓ બીજી કેટલીક ભલામણો કરીને ચાલ્યા ગયા એટલે તેમના જવા પછી નસીરે પેલા નવા આવેલા માણસને ધ્યાન પુર્વક જોયો અને કાંઈક યાદ કરતો હોય એમ વિચારમાં પડી ગયો એટલે નવા આવનારે નસીરને પુછયું.

“ ભાઈ નસીર ! શા વિચારમાં પડયા છો ? શું મને ઓળખવાની કોશીશ કરો છો ? ”

“ હા, મેં તમને કયાંક જોયા છે ? ”

“ તમોએ મને ઇબ્રાહીમ બાસીરના મકાન ઉપર જોયો હશે જ્યાં તમે ફકીરી વેષમાં પ્રટાલીયન એડમીરલ પીરોગાનીનો સંદેશો લઈને આવ્યા હતા ”

" ત્યારે કોણ ભાઇ જમીલ અસીર !" નસીર નવા આવેલા જમીલને વળગી પડતાં બોલ્યો " ભાઇ તમોએ દાઢી મુછો એવી રીતે સફા ચટ કરી છે કે જલદીમાં તો ભાગ્યેજ કોઇ ઓળખી શકે ?"

આ જોઇને જાફર કુદી કુદીને આનંદ જાહેર કરતાં બોલ્યો.

" હવે તો હું પણ કહીશ કે

" ખુબ ગુજરેગી જો મિલ બેઠેંગે દીવાને દો "

---

# પ્રકરણ ૫૨ મું.

## પ્રપંચી પ્રેમીઓ.

" સુફીયા ! મીસ સુફીયા ! વ્હાલી સુફીયા ! "

" કેમ કેમ ? " અજાયબીથી પોતાને બોલાવનારનો ચહેરો જોતાં સુફીયા બોલી " ડેવમેડ શું છે ? ખેરીયત તો છેને ? "

" હાય શું કહું ? " એક લાંબો નિશ્વાસ નાંખતાં ડેવમેડે કહ્યું " ખેરીયતજ નથી ને ? "

" કેમ કાંઇ વેદના છે ? દવાનો ખોરાક આપું અથવા સરજનને બોલાવું ? "

" હાય તમે શું દવા આપશો ? મને કઇ દવા કારગર થઇ શકે છે હાય મારૂં દુઃખ લાઇલાજ છે. "

" કાંઇ કહોતો ખરા કે શું થાય છે ? "

" હાય, શું કહું કે મને શું થઇ રહયું છે "

આટલું બોલીને ડેવમેડ ચુપ થઇ ગયો. અત્યારે તે હોસ્પીટલવાળા પોતાના તંબુમાં એક આરામ કુરસી ઉપર પગ લાંબા કરીને બેઠો હતો અને તેની સામેની ગોલ કુરસી ઉપર તેની મહેરબાન ખુબસુરત નર્સ મીસ સુફીયા ઘણીજ રસીલી અદાની સાથે બેસી ડેવમેડની અસાધારણ વાતો અને અજાયબી ભરી હીલચાલને આશ્ચર્ય તથા શંકા શીલ નજરે જોઇ રહી હતી.

ડેવમેડ પોતાનો હોઠ દાંતોમાં દબાવી લલચાયલી નજરોએ મીસ સુફીઆને જોઇ રહયો હતો.

ડેવમેડ હોસ્પીટલમાં આવતાંજ સુફીયાના પ્રેમમાં અંધ બન્યો હતો પણ અમે ખાત્રી પુર્વક કહી શકતા નથી કે ડેવમેડના જીગરમાં સુફીયાનો સાચો પ્રેમ હતો કે માત્ર બનાવટી, પરંતુ એમાં લગારે શક નથી કે તે સુફીયાને ચાહતો હતો અને હર વખતે તેની આગળ પોતાના પ્રેમને જાહેર કરવાની તકની શોધમાં રહેતો હતો. પરંતુ તે પોતાની કમજોરી અને સુફીયાના રૂપ તથા ઉંચ કુટુંબના દબદબાથી અત્યાર સુધી પ્રેમ જાહેર કરવાની હીંમત કરી શકયો નહોતો. એજ કારણસર તે જ્યારે પણ સુફી-આને પોતાની બીમારીના સબબે પોતાની તરફ ખેંચાયલી જોતો ત્યારે પોતાના અંતરની હકીકત કહેવાને બેતાબ થઇ જતો. પરંતુ દીલગીરીની વાત છે કે અત્યાર સુધી એને એવી તક મળીજ નહોતી. ઘણી વખતે એમ થયું હતું કે તે પોતાના અંતરની હકીકત કહેવાને તૈયાર થઇ ગયો પણ સુફીયાના રોઆબના સબબે એક શબ્દ પણ કહી શકયો નહી.

સુફીઆ કાંઇ નાહનું બાળક નહોતી. તે એક ચાલાક હુશીયાર, સમજદાર સેંકડો સોસાઇટીઓમાં બેઠાયલી ખુબસુરત બાળા હતી. પ્રેમ અને તેને લગતી ઇચ્છા ઉપરાંત ડેવમેડના જેવા લાલચુ પ્રેમીઓના ઢંગથી તે સારી પેઠે જાણીતી હતી. જોકે તેની સાથે એવા બનાવ બનવા પામ્યા નહોતા પણ તેણીએ આવા સેંકડો બનાવોની હકીકત સાંભળી હતી અને તે ઉપરથી તેણી પોતાની સમજ પ્રમાણે આવા બનાવોનું પરીણામ કાઢી શકી હતી. તેણી ડેવમેડના સમજવા પ્રમાણે કાંઇ બીલકુલ ભોળી નહોતી બલકે તેણીએ ડેવમેડની પહેલા દીવસનીજ હીલચાલને પારખી લીધી હતી. અત્યાર સુધી તેણીએ જાણી જોઇને આ વાત ઉપર નાંખતી કરી હતી અને એવી તક આવવાજ દીધી નહોતી કે લાલચુ ડેવમેડ પોતાનો પ્રેમ જાહેર કરી શકે. તેણી લગભગ આખો દીવસ ડેવમેડની સાથે પસાર કરતી હતી પણ ડેવમેડને લગારે વાત કરવાની તક આપની નહોતી.

પરંતુ આજે ડેવમેડે હીમત કરીને જુદીજ ઢબે વાતચીત શરૂ કરી દીધી અને તેની સામે પોતાનો પ્રેમ જાહેર કરવાનો ઇરાદો કર્યો. સુફીઆ ડેવમેડની આજની હીલચાલને પારખી ચુકેલી હોવાથી માત્ર તેની અજ-માયશ કરવા સારૂ તેને છુટ આપવા લાગી. તેણી સમજી રહી હતી કે ડેવમેડ લાંબા સમયનો ભરાયલો છે તેથી પ્રેમ જાહેર કરતી વખતે તેના

અંતરના બધા ઉભરા ખાલી થશે એટલે તેણી અંજાણી બનીને જુદીજ જાતના જવાબ આપવા લાગી જ્યારે ડેવમેડ છેલ્લું વાક્ય બોલીને ચુપ થઇ ગયો ત્યારે તેણીએ પોતે ડેવમેડને સંબોધતા કહ્યું.

" હા હા કહોને કે તમને શું. વેદના થાય છે ? આમ ચુપકીદી કેમ ધારણ કરી છે ? અગર મારા સંબંધમાં કોઇ વાત હોય તો હું ખુશીની સાથે હાજર છું. "

સુફીઆના મુખથી હાજરનો શબ્દ નીકળતાંજ ડેવમેડ ચોંકયો, જાણે તેના ભેદી ખજાનાનું તાળું તુટી ગયું, તેણે તરતજ આનંદી ચહેરો બનાવીને કહ્યું.

" હા હા મારા જીગર ! મારી વ્હાલી તારા સબંધમાં છે "

" પણ તે જાહેર તો કરો " પ્રથમની પેઠે અંજાણ બનતાં સુફીઆ બોલી " હું જાણું તો ખરી કે તે શું છે ? "

" બસ તેજ કે જેણે મને બીમાર બનાવી રાખ્યો છે ? "

" એટલે શું તમારા જખ્મો ? જખ્મો તો હવે રૂઝાવાની તૈયારીમાં છે ! ! !

" નહીં નહીં " લગાર હસતા ચેહરે ડેવમેડ બોલ્યો " આ જખ્મોની વીસાદજ શું છે ? મારા જીગરમાં કોઇના નયન બાણે જે કારી જખ્મ પાડયા છે તે જખ્મ સારા થઇ જાય તો હું આવા સેંકડો જખમની વેદના સહેવાને તૈયાર છુ. "

" શું કોઇએ આપના જીગરને જખ્મી બનાવ્યું છે ? " બનાવટી અજાયબીથી સુફીઆએ પુછયું " એવો તે કયો જુલમી માણસ છે ! તેને લગારે દયા ન આવી ? જરા મને તેનું નામ તો બતાવો ? "

" વાહ, આ અજાણતા સારી છે. આ બે ખબરી લાજવાબ છે ખરેખર "

મુકર જાનેકા કાતિલને નિરાલા ઢંગ નીકાલા હૈ
હર એક સે પુછતા હૈ ઇસકો કિસને માર ડાલા હૈ

"આ શેર વેરમાં તો મને લગારે સમજ પડતી નથી માટે સાફ સાફ કહો કે એ જુલમ ગુજારનાર કોણ છે અને એ જખ્મનો ઇલાજ શું છે?"

"શું ખરેખર ખરા દીલથી પુછો છો? હું તમને બતાવી દઉં?"

"હા, હા, જરૂર મને એનું નામ જાણવાની ખાસ ઇચ્છા છે."

"ત્યારે સાંભળો" કુરસી ઉપર અકડાઇને બેસીને ડેવમેડે કહ્યું "તે જુલમી તું છે અને આ જખ્મની દવા તારા મીઠા મધ જેવા હોઠોમાં છે."

આ સાંભળી સુફીઆ જાણી જોઇને અજાયબીથી તેના ચહેરા સામે ટીકી ટીકીને જોવા લાગી અને હજુ એક શબ્દ પણ બોલવા પામી નહોતી કે તંબુનો પરદો ઉચકાયો અને ઓગસ્ટનને તંબુમાં આવેલો જોઇ ડેવમેડ આનંદની સાથે તેને માન આપવા માટે ઉભો થઇ ગયો અને અંતરમાં ઉછાળા મારતા આનંદની સાથે બોલ્યો.

"હલ્લો! હલ્લો માસ્ટર ઓગસ્ટન તમારી તબીયત કેવી છે?"

"સારી છે" ઓગસ્ટન સુફીઆ અને ડેવમેડને એકાંતમાં સાથે બેસેલા જોઇ લગાર સુસ્ત પડી જતાં ધીમા સાદે જવાબમાં બોલ્યો "તમારી તબીયતનું કહો કાલનો દીવસ અને આજની સવાર કેવી પસાર થઇ?"

"બહુજ સારી અને ઘણી આનંદ દાયક, માત્ર એક વાતે લગાર ચિંતાતુર બનાવી રાખ્યો છે જેના સબંધમાં ઉમ્મીદ છે કે તમે સારા સમાચારજ લાવ્યા હશો અને મારી ચિંતાને આનંદથી બદલી નાંખશો. એ ઉપરાંત એક બીજી વાત પણ લગાર ચિંતા ઉપજાવનારી છે પણ તે.........ફરી થઇ રહેશે."

" કેમ કેમ ! બોલતાં કેમ અચકાં ગયાં ? કહી નાંખોને તેનો બંદોબસ્ત પણ થઇ જશે "

" નહીં નહીં સુફીઆની તરફ લલચાએલી નજરોએ જોતાં ડુવમેડ કહયું " હાલ તરત, એ વાતને બાજુએ મુકી આપ અસલ મતલબની વાત કહો "

" મેં પરમ દહાડે આપેલા વાયદા પ્રમાણે તમારી સઘળી ઇચ્છાઓ મેજર બ્રેડોની સામે જાહેર કરી દીધી અને ઘણીજ આજીજીથી તેમની પાસે કબુલ કરાવ્યું છે કે તેઓ ડયુક કારનીવાયલની પાસે જઇને ગમે તે યુક્તિથી મીલાનાના ગુમ થવાનો બધો આરોપ નેરૂને માથે નાંખવાનો બંદોબસ્ત કરશે, અને તેનેજ તેણીના ગુમ થવાનો અથવા બીજા શબ્દોમાં કહીએ તો દીલગીરી ભરી મોતનો જુમ્મેદાર ઠરાવશે "

" ઓહો, આનંદ આનંદ " આનંદથી ઉછળી પડતાં ડેવમેડ પોકાર્યો " બસ હવે શું છે. બદમાશ નેરૂને હવે છઠીનું દુધ યાદ આવી જશે. બચ્ચા નેરૂ ! હવે મારા પંજામાંથી કયાં જઇશ "

ડુવમેડની આ હસવા સરખી ખુશી અને કુદવાની દીલચાલ જોઇ ઓગસ્ટન તથા સુફીઆ પોતપોતાના મનમાં તેના તોલ કરી હસી રહયા હતા તે બાદ ઓગસ્ટને તેને સંબોધત કહયું.

" ડેવમેડ ! અત્યારથી આટલા બધા આનદમાં શું કરવા આવી જાવ છો અત્યારે તો મેજરે માત્ર વાયદોજ કર્યો છે પણ જયારે કામ ફતેહ થઇ જાય ત્યારે મરજી પડે તેટલું કુદજો. "

" બસ હવે ફતેહ થવામાં કાંઇ બાકી છે ? " મોટેથી હસીને ડેવમેડ પોકાર્યો. " પ્રથમતો મેજર વાયદો કરે એજ મુશકેલ કામ હતું પણ જ્યારે તેણે વાયદો કરી લીધો ત્યારે તે તેને પુરો કર્યા વિના રહેશે નહિ, હું તેના વચનને સારી પેઠે જાણું છું. "

" એમાં લગારે શક નથી પણ કામ થવા પહેલાં ખુશી થવું હલકું ગણાય છે. "

" મને લગારે પરવા નથી. બસ આજે હું મોટો ભાગ્યશાળી છું " ડેવમેડે તે બાદ સુરીયાને સંબોધી કહ્યું " જોયુ મીસ સુરીયા હું કેટલો બધો ભાગ્યશાળી છું અને કેવી રીતે મારા દુશમન ઉપર ફતેહ પામું છું ? "

" ખરેખર આપ બહુ મોટા ભાગ્યશાળી છો. " સુરીયા તીરસ્કાર યુકત હસ્તા ચહેરે બોલી તે પછી ઓગસ્ટને ડેવમેડ ને કહયું.

" તમારી મરજીમાં આવે તેટલો આનંદ જાહેર કરો પણ હવે મને રજા આપો. મારે એક જરૂર કામ માટે જવું છે. "

" નહીં મારા વ્હાલા દોસ્ત, હું તમને અત્યારે નહીં જવા દઉં તમોએ મને ઘણોજ ખુશી કર્યો છે " ડેવમેડે ઓગસ્ટનનો કોટ પકડતાં કહયું–" હુ તમને નહીં જવા દઉં, માટે થોડીવાર વધુ બેસો. "

" ડેવમેડ હું એક અગત્યના કામસર જઇ રહયો છું. એ તો જતાં જતાં માત્ર બે મીનીટના માટે તમને ખબર આપવાને અહીં ચાલ્યો આવ્યો નહીં તો મને બીલકુલ ટાઈમ નથી, મારે દસ વાગે તો ત્યાં પહોંચી જવું જોઇએ "

" તો અત્યારે કેટલા વાગ્યા છે ? "

" દસ વાગવામાં માત્ર પાંચ મીનીટજ બાકી છે. "

" ઓહ કાંઇ નહીં હું તો નહીં મુકું "

" અજબ મુર્ખા છો ? તમને કાંઇ ખબર છે કે અત્યારે હું તમારાજ કામ માટે મેજરના હુકમથી જાઉં છું."

" શું મારા કામ માટે ? ત્યારે તો હુ નથી રોકતો જાવ, બેશક જાવ, જલદી જાવ, નીકળો વાર ન કરો................" ડેવમેડે ઓગસ્ટનનો હાથ પકડી બહાર કાઢતાં કહ્યું. " જાવ નકામી વાર થાય છે. "

ડેવમેડ આ ખુશીના ખબર સાંભળી એવો બેવકુફ બન્યો હતો કે તેણે ઓગસ્ટનને એટલું પણ ન પુછયું કે "મારા સંબંધમાં એવું તો શું કામ છે કે તમે અત્યારે જાવ છો"

જયારે ઓગસ્ટન તંબુની બહાર નીકળી ગયો એટલે તે પોતાના મનમાં બબડવા લાગ્યો.

"કેવો બેવકુફ માણસ છે. મામલાની ગંભીરતાને સમજતો નથી પરિણામને વિચારતો નથી...........શું એના બનાવટી તોહમતથી નેક આરોપી ઠરશે ? હું તો ડયુકને એટલો બધો મુર્ખ નથી સમજતો પણ ખેર હું એ કામ જરૂર કરીશ. અને ગમે તેમ કરીને પણ કરીશ. કેમકે હાલ તરત તો માત્ર એક આ જાલ છે જેમાં હું અત્યારે તેને ફસાવી શકું છું અને જ્યાં સુધી તે નહીં ફસે ત્યાં સુધી સુરીઆ ઉપર મારો કાબુ નહિ જામી શકે.........આહ કેવી સુંદર બાળા છે........ કેવો મનહરણ ચેહરો છે. હું તો તેજ દીવસે તેના પ્રેમમાં પડયો છું કે જે દીવસે મેં તેણીને ડેવમેડના તંબુમાં જોઇ હતી...........પણ હવે તે બદમાશ દીન પ્રતીદીન તેના ઉપર કાબુ જમાવવાની વેતરણ કરતો જાય છે અને માત્ર તેનાજ લીધે માંદો બનીને હોસ્પીટલમાં પડયો છે, બનવા જોગ છે કે તેણી પણ તેને ચાહતી હોય.................આવી રીતે એકાંતમાં બેસી વાતો કરતી એ કાંઇક શકાશોગ બનાવે છે, પણ હરકત નહીં તે સમય નજીક છે કે ડેવમેડ મારી મારફતે પોતેજ સળગાવેલી આગમાં બળીને ભસ્મ થઇ જશે............અને ફરી સુરીઆ મારા વિના બીજા કોઇની નહીં બને.

---

# પ્રકરણ ૫૨ મું

## સુંદર મહેમાન.

> ગઝબકી ચીઝ હે યે હુસ્ન ઇનસાં લાખ બચતાહે
> મગર દિલ ખિંચહી જાતાહે તબીયત આહી જાતીહે

" કવ્વાસ ઓ કવ્વાસ ! "

" લબ્બેક યા સઇયદી "

એક ભવ્ય અને શણગારેલા તંબુનો સુંદર પરદો ઉંચકાયો અને કવ્વાસ તેમાં દાખલ થયો.

ત્રીપોલીના નવ જવાન સીપેહ સાલાર કરનલ ફતહી બેક એક સુંદર કુરસી ઉપર બીરાજમાન છે અને તેમની આંખો તંબુના બારણાની તરફ લાગેલી છે જેની બહાર તેમનો ગુલામ કવ્વાસ બેઠેલો છે જે કરનલના બોલાવવાથી અંદર દાખલ થઇ રહયો છે

કવ્વાસે તંબુમાં દાખલ થતાંજ અદબની સાથે નમીને કરનલ ફતહી બેકને સલામ કર્યો અને ભારે અદબથી ચુપકીદીની સાથે ઉભો રહયો. કવ્વાસના આવા અદબ આદાબ અને નમન કરવાથી લગાર દીલગીર થતાં કરનલ ફતહી બેકે કહયું.

" કવ્વાસ ! હું તમને ઘણી વખતે કહી ચુકયો છું કે હવે તમે આ અદબ આદાબના કાયદા કાનુનોને મુકીને મારી સાથે બીલકુલ એક ભાઇની

પેઠે વર્તાવ રાખો પણ દીલગીર છું કે તમે મારી વાતને ધ્યાનમાં રાખતા નથી. ”

“ હુઝુર ! ” પ્રથમની પેઠેજ નમૃતાથી કવ્વાસ બોલ્યો-“ આપ ભલે ફરમાવો પણ હું આપનો ગુલામ અને આપ મારા માલેક છો ”

“ બેશક, ફ્રાંન્સમાં મારી અને તમારી વચ્ચે એજ સંબંધ હતો પરંતુ આપણે બંને જણાએ જ્યારથી ત્રીપોલીમાં પગ મુકયો છે અને મુજાહેદ બનીને લડાઇમાં ભાગ લીધો છે ત્યારથી આપણો પહેલાનો સંબંધ બીલકુલ તુટી ગયો છે. હવે મારી નજરોમાં તમે બીજા મુજાહેદ ભાઇઓ જેવા છો અને બનવા જોગ છે કે લડાઇના મેદાનમાં તમે મારા કરતાં વધુ ઇસલામની સેવા બજાવવાના પ્રતાપે ખુદાની જનાબમાં મારા કરતાં વધુ સવાબના હકદાર બનો. તેથી તેવા સમયે તો તમારી સામે મારી કાંઇ પણ વીસાદ નહીં હોય. ”

“ એ આપના નેક વિચારો છે કે આપ એવું ફરમાવો છો ” કવ્વાસ અદબની સાથેજ લગાર હસતા હસતા બોલ્યો “ ખરી રીતે જોવામાં આવે તો આપની આવી ખુબીઓના પ્રતાપેજ બધા ત્રીપોલીવાસીઓ અને તુરકી અમલદારો આપને હદથી વધારે ચાહે છે. અને આપના સદગુણો તારીફ કરે છે. આપ આપના ભલા અંતઃકરણના સબબે મારા ઉપર જે નવાજીશ કરવા ચાહો છો તેને હુ બીલકુલ લાયક નથી. ત્રીપોલી ડીવી-ઝનના આપ વડા અમલદાર અને મુજાહેદીનોના આગેવાન છો તેથી પણ મારે આપના હોદાને માન આપવું જોઇએ છે. ”

“ એ વાત ખરી છે પરંતુ તે અદબ આદાબની એક હદ હોવી જોઇએ. આપણા પવિત્ર મઝહબે અને લડાઇના કાનુનોએ જેટલી હદ સુધી અમલદારનો માન અકરામ કરવાની રજા આપી છે ત્યાં સુધી અદબ કરવો જોઇએ. માટે તમો પણ મારી સાથે એવોજ વર્તાવ રાખો. અહીં આવ્યા બાદ તમારે ગુલામ અને માલેકના વિચારને તદન ભુલી જવો જોઇએ. જે દીવસે ત્રીપોલીની સર ઝમીને આપણને મહેમાન બનાવ્યા છે તેજ દીવસે મેં તમને છુટા કરીને માલેક ગુલામના સબંધને બીલકુલ તોડી નાંખ્યો છે. ”

" ખુદાવંદે કરીમ આપના જેવા ભલા અમલદારને આ ભલાઇનો બદલો આપે. ઇનશાઅલ્લાહ હવેથી હું આપની ભલામણ ઉપર પુરેપુરી રીતે અમલ કરીશ. "

" વારૂ ત્યારે હવે તમે કુરસી લઇને બેસો અને કહો કે આજે જાસુસોના મદરેસામાં ગયા હતા ? "

" જી હા " કુરસી ઉપર બેસીને કન્ન.સે કહ્યું. " અબ ઘડી હું ત્યાંથીજ આવું છું "

" ત્યારે કહો જોઇએ હાલમાં વિદ્યાર્થીઓની સંખ્યા કેટલે દરજે પહોંચી છે "

" આજે મેં જઇને હાજરી પત્રક જોયું તો જણાયું કે એંસી વિદ્યાર્થીઓના નામ રજીસ્ટર્ડ થઇ ચુકયા છે "

" ઓહો સંખ્યા તો ઠીક થઇ ગઇ પણ તેમાંના થોડા ઘણા તઇયાર થયા છે કે નહીં ? "

" કેમ નહીં, ઘણા ખરા તો ઇટાલી ભાષા સારી પેઠે બોલવા લાગ્યા છે અને ખાસ કરીને પેલા રશીયન ઇલાકામાંથી આવેલા અરબ છોકરાઓ તો ઘણીજ સારી પેઠે બોલે અને સમજે છે. "

" ઠીક યાદ દેવડાવ્યું, હું તેમનાજ સંબંધમાં પુછવા ચાહતો હતો માટે કહો હવે તેઓના શા હાલ છે ? "

" તેઓ બંને જણાં ભારે ઉત્સાહની સાથે પોતાનું શિક્ષણ લઇ રહયા છે અને શિક્ષણ લીધા બાદ એક મેહમાનખાનામાં અને બીજો કેદખાનામાં બહુજ સભાળ પુર્વક પોત પોતાની ફરજ અદા કરે છે. "

" વાહ, શાહબાશ છે. હું બંને જણને બોલાવીને જોવા ચાહું છું "
" અત્યારે તો તે બંને જણા પોતાની ફરજ અદા કરવાને ચાલ્યા ગયા હશે. "

“ અત્યારે નહીં તો ફરી રાતે ઇશાની નમાઝ બાદ બોલાવી આવજો ”

“ બહુ સારૂં ”

“ અને હા આ કામમાં તમે એક મદદગારને શોધતા હતા તે મળ્યો કે ! ”

“ જી, પરમ દહાડાથીજ એક ત્રીપોલીવાસી આરબ મારા મદદગાર બન્યા છે જેઓ મારી પેઠે લાંબા સમય સુધી રોમમાં રહેલા છે અને ઇટાલીની ભાષા ઉપર સારો કાબુ ધરાવે છે તેથી હવે અમે બંને જણા મળીને વિદ્યાર્થીઓને ઘણીજ સ્હેલાઇથી ઇટાલીયન ભાષાનું શિક્ષણ આપી શકીશું. ”

“ બેશક હવે બહુજ જલદી આપણી પાસે એક બાહોશ જાસુસોની ટોળી તઇયાર થઇ જશે. ”

“ ઇનશા અલ્લાહો તઆલા ”

“ વારૂ હવે પેલી ઇટાલીયન બાળાની હકીકત કહો જે પરમ દહાડે આપણા હાથમાં આવી છે. ”

“ તે હજુ સુધી આપના નોકરોના તંબુમાં છે અને હું તેની સારી પેઠે ખાતર બરદાશ્ત રાખું છું. ! ”

“ અને પેલો માણસ ? ”

“ જનરલ નિશાતબેકે તેને મેહમાનખાનામાં મોકલી દીધો છે. ”

“ વારૂ પેલી બાળાની તંદુરસ્તી તો ઠીક છે ને ! તમારા વિના બીજો કોઇ માણસ ઇટાલીયન ભાષાનો જાણકાર ન હોવાથી તેણી તમારી સાથે સારી પેઠે મળતી હશે. ”

" જી હા, તેણી મારી સાથે સારી રીતે મળે છે અને વાતચીત પણ કરે છે પરંતુ દર વખતે દીલગીરીમાં ડુબેલી તથા ઘણી વખતે રડતી રહે છે. વળી પુરૂં પેટ ભરીને ખાતી પણ નથી "

" એમ કરવાનું કાંઇ કારણ અગોએ તેણીને કેદખાનામાં રાખી નથી તેમજ તેની સાથે કાંઇ ખરાબ વર્તણુંક ચલાવતા નથી. "

" આપ સાચું ફરમાવો છો પણ હજુ સુધી તેણીને આપણા ઉપર ભારસો આવ્યો નથી અને તેણી એમજ સમજી રહી છે કે મારૂં પરિણામ ઘણુંજ દુખદાયક આવશે. આ ઉપરાંત જો તેણીને પોતાની સહી સલામતીની પુરી ખાત્રી થઇ જાય તોપણ પોતાના સગા વ્હાલાથી વિખુટાં પડીને દુશમનોના હાથમાં સપડાવવાનો દુઃખ કાંઇ ઓછો છે ? "

" હા એ ખરી વાત છે. પરંતુ તેણી કોણ છે અને તે રાત્રે જંગલમાં ખુનીઓના હાથે કેવી રીતે ફસાઇ હતી તેની કાંઇ જાણમી મેળવી કે ! "

" તે પોતાનું નામ ઠામ તો બતાવતી નથી તેમજ ઇટાલીયન લશ્કરમાં તેના સંબંધી કયા હોદા ઉપર છે તે પણ બતાવતી નથી. પરંતુ તેણી એટલુંજ કહે છે કે તે પોતાના એક મિત્રની સાથે હોડીમાં સવાર થઇ સમુદ્રની સહેલ ગાહે નીકળી હતી જ્યાં ભોગજોગે કેટલાક જંગલી આરબોએ આવીને તેમના ઉપર હુમલો કરી દીધો અને તેના મિત્ર તથા હોડીવાળાઓને સમુદ્રમાં ડુબાવી દીધાં તે પછી તેઓ એને પકડીને કોણ જાણે કયાં લઇ જતા હતા કે રસ્તામાં કેટલાક ઇટાલીયન સીપાહીઓ મળ્યા જેમને જોઇને તે આરબો નહાસી ગયા એટલે સીપાહીઓ તેણીને ઇટાલીયન કેમ્પમાં પહોંચાડી દેશે એવા ઇરાદાથી તેણી તે સીપાહીઓની પાસે ગઇ પરંતુ તેમની પાસે પહોંચીને તેની આશા નિરાશામાં બદલાઇ ગઇ. એટલે તે સીપાહીઓએ તેણીને જોતાંજ ઓળખી લીધી અને એની સાથે જુની પુરાણી દુશમની હોવાથી તેઓ તેણીનો જીવ લેવાને તઇયાર થઇ ગયા. તેઓ તલવાર વડે એનું માથું કાપવાની અણી ઉપર જ હતા કે એટલામાં ખાસ વખત ઉપર આપે પહોંચીને તેણીને જુલમીઓના પંજામાંથી બચાવી લીધાં. "

" અરેરે " ફરનલ ફ્રતહી બેક ઇટાલીયન બાળાનું વર્ણન સાંભળી દયા ખાતાં બોલ્યા—" બાપડી ઉપર બહુજ જુલમ ગુજરેલો લાગે છે. તે રાત્રે તેણીએ માત્ર થોડીજ વારમાં ભારે વેદના ઉઠાવી. '

" એમાં લગારે શક નથી. આપણે ત્યાં એની ખાતર બરદાશ કરવામાં લગારે કમી કરવામાં આવતી નથી છતાં પણ તેણી આજ કારણના લીધે દીલગીરીમાં ડુબેલી રહે છે. "

" પણ તેણી પોતાના કુટુંબનું નામ ઠામ બતાવવામાં શા માટે અખાડા કરી રહી છે ? શું તેણી કોઇ મોટા અમલદારની દીકરી છે ? અથવા તો ઇટાલીના શાહી કુટુંબની સાથે સંબંધ ધરાવે છે ? "

" ખુદા જાણે "

" ઠીક ત્યારે તમે તેણીને અહીં બોલાવી લાવો. કદાચ તેણી મારી આગળ કહે "

" બહુ સારૂં અબઘડી બોલાવા લાગી છું "

આટલું બોલીને ઠવ્વાસ તંબુની બહાર ગયો એટલે ફ્રતહી બેક પોતાના મનમાં બોલવા લાગ્યા.

" જો કે તે રાતનો વખત હતો અને હું તેણીને સારી પેઠે જોઇ શકયો નહોતો છતાં પણ જાહેરી દેખાવ ઉપરથી તેણી કોઇ ઉંચ કુટુંબની હોય એમ જણાય છે........ખાસ કરીને તેણીનું હોડીમાં સહેલગાહે નીકળવું અને આવો ભારે લિબાસ પહેરવો......આ બધી નીશાનીઓ તેનો અમીરી દરજ્જો જાહેર કરે છે.......ખુદા કરેને તેણી ઇટાલીના શાહી કુટુંબની હોય......અથવા તો ઓછામાં ઓછું જનરલ કેનાવા અથવા એડમીરલ ફ્રીરોગાનીની સાથે સગપણ ધરાવતી હોય તો સારૂં થાય......જો એમ હોય તો એના લીધે અમને ઘણા રાજ્યદવારી લાભ મળી શકે..... ઇટાલીના રાજાના જે બહેનના માટે વર્તમાનપત્રોએ ત્રીપોલીમાં આવીને જખ્મીઓની સારવાર કરવાનું લખ્યું છે તે તો તેણી ન હોય ?...પણ મને યાદ છે કે તેણી ઇટાલીના રાજાની

નજીકની બહેન થાય છે અને વિધવા હોવાથી વય પણ મોટી હશે અને તે ગતે તો તેણી બીલકુલ યુવાન બાળા જેવી દેખાતી હતી તેથી તેણી ઇટાલીના રાજાની બહેન તો ન હોય......ભલેને બહેન ન હોય...પણ તેણી કોઇના કામ આવી શકે તો થયું......નહિ તો......"

તંબુનો પરદો ઉંચકાયો અને આનંદી ચહેરાવાળો ક્વ્વાસ તથા તેની પછવાડે સુંદર પોશાકમાં સજ થએલી બાળા મદમાતી ચાલે નીચી નજરોએ તંબુમાં દાખલ થઇ અને ફતહી બેકની કુરસીની સામે ભારે ચુપકીદીની સાથે નીચી નજરોએ ઉભી રહી. અત્યારે કરનલ ફતહી બેક પોતાના વિચારોમાં ભારે લીન હતા પણ આ લોકોના આવવાના સબબે વિચારોમાંથી જાગ્રત થયાં અને ઉંચી નજરો કરી પેલી બાળાને જોતાં સ્તબ્ધ પુતળા સમાન બની ગયા.

સૌંદર્યની આ આબાદ મુર્તી અથવા રૂપવાન બાળા પોતાના મનહરણ ચહેરાના સબબે લાખો નહીં તો હઝારો સુંદરીઓમાં તો એક હતી અગર કોઇની ભુલેચુકે નજર પડી જતી તો ફરીતે ત્યાંથી ખસતીજ નહોતી અમારી આંખોએ જયારે તેણીને કલાડીયસ હોલમાં જોઇ હતી ત્યારે તેણી એક ખીલેલા ફુલ સમાન હતી પણ અત્યારે તેણીનો મનહરણ ચહેરો કરમાએલા ફુલની પેઠે છે. તેનાં ચળકતા વિશાળ કપાળ ઉપર ચિંતાઓની કરચોળીઓ પડેલી છે તેના સુકાએલા હોઠ, ફીકા પડેલા ગાલ, નીચી નજરો અંતરમાં મહાન વેદના હોવાની ખબર આપી રહયા છે તો પણ કુદરતની તરફથી મળેલાં અનુપમ ખુબસુરતી પોતાની પુરેપુરી ઝળક બતાવી રહી છે. સગાવહાલાની જુદાઇ, વતનથી દુર થવું, કેદીની સ્થીતીમાં આવી જવું એ વાતો એવી છે કે કુદરતી રીતે તે સુંદરી દીલગીરીમાં ગરકાવ થઇ જાય છતાં પણ રૂપના પુંજારીઓને પોતાની તરફ ખેંચવાની પુરેપુરી શકિત આબાદ છે.

તંબુમાં દાખલ થવાને ભાગ્યેજ એક મીનીટ થયો હશે અને કરનલ ફતહી બેક તેના સૌંદર્ય રૂપી બગીચાની પુરેપુરી બહાર પણ જોવા પામ્યા નહોતા કે ક્વ્વાસને ખાંસી આવી જવાથી તેઓ પોતાની બે ખુદીની સ્થીતીમાંથી જાગૃત થયા અને આમતેમ જોઇને લગાર શરમીંદા સાદે બોલ્યા.

" કવ્વાસ ! તમે શા માટે બેસતા નથી ! એમને પણ કહો કે કુરસી લઇને બેસી જાય. "

કવ્વાસે હસતા હસતા એક કુરસી ઉપર પોતાની બેઠક લેતાં ઇટાલી-યન ભાષામાં તે સુંદરીને કહ્યુ.

" મેડમ ! કરનલ સાહેબ કહે છે કે આપ પણ કુરસી ઉપર બેસો. "

તે સુંદર બાળાએ કરનલ ફતહીના ચહેરા ઉપર આભારની નજરો નાંખી અદબની સાથે એક કુરસી ઉપર પોતાની બેઠક લીધી અને ફરી પહેલાની પેઠેજ નજરો નીચી કરી લીધી.

જ્યારે સુંદરી કુરસી ઉપર બેસી ગઇ ત્યારે ફતહીએ કવ્વાસની તરફની જોયું અને પોતાની ભાષામાં કહ્યું " એ બાળાનું નામ પુછો. "
" મેડમ " કવ્વાસે ઇટાલી ભાષામાં તે બાળાને કહ્યું " કરનલ સાહેબ આપનું નામ દર્યાફત કરે છે, "

આ સાંભળીને તે બાળાએ પ્રથમ કવ્વાસના ચહેરા ઉપર નજરો નાંખી અને ફરી કરનલને જોઇ પહેલાની પેઠે ગરદન ઝુકાવી લીધી અને ચુપ થઇ ગઈ અત્યારે તેણીનું દીલ ધડકી રહયું હતું મનમાં હજારો વિચારો ઘોળાઇ રહયા હતા, ચહેરા ઉપર તેની અંતરની સ્થીતીની આબાદ છાપ જણાઇ આવતી હતી અને કવ્વાસના મુખે કરનલના બોલવાનો હુકમ સાંભળી જે ચિંતાઓએ જન્મ લીધો હતો તે જો કે અહીં આવ્યા પછી રહેવા પામી નહોતી તો પણ સગા સબધીઓથી વિખુટા પડવું એક એવા માણસને પાણીમાં ડુબતો જોવો જેની સાથે પુરેપુરી મોહોબ્બત તો નહોતી પરંતુ જીવ બચી ગયો હતો વળી નાનપણથી સાથે રમેલી સાહેલીનું જંગલીઓના હાથમાં સપડાવું અને પોતાનું અજાણ્યા બલકે લોહીના તરસ્યા દુશમનોની કેદમાં પકડાવું એ બધી બાબતો એવી હતી કે જેના રંજમાં તે ડુબેલી ન હોય જોકે તેણી પકડાઇ તે દીવસથી તેણીની સાથે પરોણા જેવી વર્તાવ કરવામાં આવ્યો હતો છતાં પણ ભવિષ્યનો વિચાર વિચાર તેણીને ભારે ચિંતામાં લીન કરતો હતો, તેણી વિચારતી જો કે મને

હવે કરનલ મારા માટે કેવી સજા ફરમાવે છે તેણીએ મનમાં અનેક વિ-ચારો કરીને નક્કી કરી લીધું હતું કે ભલેને ગમે તે થાય પણ હું મારૂં નામ ઠામ નહીં જણાવું કેમકે તેણીને પોતાના કુટુંબનું નામ ઠામ બતા-વવાથી મારે પીડામાં સપડાઇ જવાની બીક હતી આ કારણસર કરનલના હુકમથી કબ્વાસના પુછવા ઉપર તેણી પ્રથમની પેઠેજ આ વખતે પણ ચુપ રહી જેવી રીતે પહેલાં કબ્વાસના પુછવા ઉપર ચુપ રહેતી હતી પરંતુ જ્યારે કરનલના તરફથી નામ બતાવવા માટે વારે ઘડીએ કહેવામાં આવ્યું ત્યારે તેણીએ પોતાના મનમાં વિચાર કર્યો.

" જો હું મારૂં નામ બતાવું તો તેમાં કાંઇ હરકત જેવું નથી, માત્ર નામ બતાવવાથી મારૂં કુટુંબ જાહેર થઇ સકતું નથી......... જો કદાચ અમારા લશ્કરે ત્રીપોલી ફતેહ કરી લીધું અને તુરકોની હાર થઇ તો ફરી મારો છુટકારો નક્કી જ છે.........( બીકના લીધે ધ્રુજીને ) અને જો એમ ન થયું તો ફરી મારા માટે એજ બહેતર છે કે હું આ લોકોને ખુશી રાખવાની કોશીશ કરૂં.........અને મારી આવી કોશીશ દરેક રીતે લાભકારી છે. મને તો ઇટાલીની ફતેહ થાય કે તુરકીની, કેમકે હું જેટલી મુદત સુધી આ લોકોની સાથે રહોશ તેટલી મુદત સુધી આરા-મમાં રહેવા પામીશ અને જો મારા સારા નસીબે પોતે કરનલ મને...... અરે, અરે, હમણાંથી આવા હવાઇ વિચારો......... "

તેણી આ છેવટના વાક્ય ઉપર વિચારોમાંથી ચોંકી અને શરમાએલી નજરોથી કરનલની તરફ જોયું. જો કે તેણીની આ નજરો શરમથી ભરેલી હતી પણ પહેલાંની નજરો કરતાં વધુ બેબાક અને અસર કરનારી હતી અને કરનલના ચહેરા ઉપર પુરેપુરી જામેલી હતી. ખુબસુરત નવ જુવાન કરનલ પોતાના લશકરી લીબાસમાં સજ થઇને ભારે દબદબાની સાથે એક ભવ્ય કુરસી ઉપર બીરાજમાન હતા. તેમનો સફેદ ડરેસ તેમના ભરેલા કુદરતી શરીર ઉપર પુરો બંધ બેસતો હતો જેના ઉપર કારતુસોનો કાળો પટો, સુનેહરી હાથાની તલવાર અને છાતી ઉપર લટકતા સોનેરી તથા રૂપેરા ચાંદો ભારે ખુબસુરત દેખાતા હતા. અત્યારે તે ઉઘાડા માથે બેસેલા હોવાથી માથા ઉપરનો આડો સેંથો અતી સુંદર લાગતો હતો. તેઓનું વિશાળ કપાળ કમળની પેઠે ખીલેલું હતું. તેમની લાંબી નાક, પાતળા લાલાશમય

હોંઠ, ફુલેલા ગુલાબના પુલ જેવા ગાલ અને તેના ઉપર મોટી મોટી વાંકી વળી ગએલી મુછો તથા મોતીના જેવા ચકચકિત દાંત તેમની મરદાનગી બહાદુરી અને બાહોશીની સાબેતી આપી રહયા હતા અત્યારે પગથી તે માથા સુધી કરનલમાં એવી શાન પેદા થઇ રહી હતી કે સ્ત્રી તો સ્ત્રી પણ કદાચ સૌંદર્યના કદર કરનાર કોઇ પુરૂષ પણ જોઇ લેતો તો કલેજું પકડીને બેસી ગયા વિના રહે નહિ આ બધા કારણોના લીધેજ તે નવ જવાન ઇટાલીયન બાળા ચાલુ સંકટો અને ભવિષ્યની ચીંતાઓના સબબે ભારે દુ:ખી જણાતી હતી છતાં પણ તંબુમાં દાખલ થતાંજ કરનલના ચહેરાને જોઇ પોતાનું સંકટ ભુલી ગઇ હતી અને વારંવાર શરમીલી નજરોએ કરનલના ચહેરાને જોતી હતી. એમ તો તેણીએ તંબુમાં આવ્યા બાદ અનેક વખતે કરનલને જોયો પણ અત્યારે આ પહેલાંજ તક મળી હતી કે તેણી પુરેપુરા રીતે કરનલના ચહેરા ઉપર નજરનાંખીને વિચારમાં પડી. તેણીએ પોતાના મનમાં કહયું.

“ મને જે રાતે ફ્લાગસના પંજામાંથી કરનલે છોડાવી તે રાતે મેં તેના રૂપ માટે જે વિચાર કર્યો હતો તેના કરતાં કરનલ ઘણોજ ખુબસુરત છે ” આ વિચાર આવતાંજ તેણીના મનમાં તે રાતનો નકશો જામી ગયો એટલે તેણીને ઘણોજ અસર થયો તે બાદ તેણી મનમાંજ બોલી “ હાં આ તેજ કરનલ છે જેણે તે દીવસે મારો જીવ બચાવ્યો હતો. મારા શરીરનું રૂંવેરૂવું તેનો આભારી છે ........ફરી હુ તેનાથી મારી હાલત શા માટે છુપાવું.......... કાંઇક વિચાર કરીને ) નહીં હમણાં મારી હાલત વર્ણવાની જરૂરત નથી માત્ર હું મારૂં નામ બતાવું છું.........

તેણી આવા વિચારોમાં લીન હતી કે કવ્વાસના તરફથી ફરી સવાલ કરવામાં આવ્યો.

“ મેડમ ! નામ બનાવવામાં શું હરકત છે ? તમારે અમારા તરફથી લગારે ચિંતા કરવાની જરૂર નથી કેમકે અમે લોકો પ્રપંચ તથા દગાથી દુર રહીએ છીએ. દગા તથા ફરેબી અમારા મઝહબે છુટ આપી નથી તેમાં પણ તમારા જેવી અબળાઓની સાથે તો અમે એવી ચાલ ચાલી શકતાજ નથી. ”

" જો આપ એવાજ છો તો ફરી મારા જેવી દુખીયારીને કેદમાં શા માટે રાખી છે ? "

" માત્ર મસલેહતના સબબે "

" વાહ આપની આ મસલેહત ઉત્તમ છે કે એક નિર્દોષ ઉપર આવી રીતે સખતાઇ વાપરવામાં આવે છે. "

" શું આપના ઊપર અમારા તરફથી કાંઈ સખ્તાઇ વાપરવામાં આવી છે ? " અજાયબીથી કાૅવાસે પુછયું " અમે તો આજ સુધી આપને દરેક વાતે આરામ પહોંચાડવાનીજ કોશીશ કરીએ છીએ તોપણ કહો જોઇએ આપને શું દુખ પહોંચ્યું ? "

" મને મારા સંબંધીઓથી વિખુટી પાડીને અહીં એક તંબુમાં નજર બંધ કરી છે એ કાંઇ ઓછું દુઃખ છે ? "

" માફ કરો, કાંઇ અમે આપને આપના સંબંધીઓથી વિખુટા પાડીને લાવ્યા નથી " કાૅવાસે હસીને કહયું " બલકે અમોએતો આપને એક ખુની ટોળકીના પંજામાંથી બચાવી અમારા મેહમાન બનાવીને રાખ્યા છે અને આપની દરેક વાતે ખાતર બરદાશ કરવામાં પાછી પાની કરતા નથી "

" આપ સાચું કહો છો અને તેના માટે હું આપની તથા આપના " બાળાએ કરનલની તરફ નજર નાખતાં કહયું " ભલા અમલદારની ઘણીજ આભારી છું પરંતુ હવે મહેમાનદારીની પણ કાંઇ હદ હોવી જોઇએ. અને મને કોઈ દીવસે મારા સબંધીઓમાં મોકલવાનો હુકમ પણ મળશે કે ? "

કરનલ ફતડી એક ભારે દીલચસ્પીથી આ વાતચીત સાંભળી રહયા હતા અને દરેક વાકયના પુરા થવા ઉપર કાૅવાસ તેમને તે વાકયનો તરજુમો કરી સમજાવશે એ વાતનો ઇંતેજાર ધરાવતા હતા પરંતુ જ્યારે આ બન્નેની વાતચીતનો છેડો આવ્યો નહીં અને વાતચીત લંબાણુ થવા લાગી. એટલે કરનલથી રહેવાયું નહી તેઓએ તરતજ બેચેન બનીને પુછયું.

" કબ્બાસ કયા વિષય ઉપર વાતચીત ચાલે છે "

કબ્બાસે ટુકમાં વાતચીતની મતલબ કરનલને સમજાવી અને જ્યારે તે બાળાના છેલ્લા વાકયની મતલબ કહી ત્યારે કરનલે કબ્બાસની મારફતે પોતાના તરફથી જવાબ આપ્યો.

" અમો આપને અબ ઘડી આપના સબંધીઓમાં મોકલવાને તઈ-યાર છીએ પણ અમે અંજાણ હોવાથી આપને કયાં મોકલીએ ! આપ તો હજુ સુધી નામ ઠામ બતાવવાના અખાડાજ કરી રહયા છો "

" મને ત્યાં મોકલવાના બાબમાં મારૂં નામ ઠામ જાણવાની શી જરૂર છે આપ મને ઇટાલીયન કેમ્પમાં મોકલી આપો હું પોતે ત્યાં જઇને મારા ઠેકાણે પહોંચી જઇશ "

" પણ પોતાનું નામ બતાવવા માટે શા સારૂ અખાડા કરો છો "

" આપ મારૂં નામ પુછીને શું કરશો !" બાળાએ શરમાઇને નીચી નજરો કરીને કહયું " લ્યો મારૂં નામ " મીલાના " છે. "

" ઠીક, અને આપ કયા કુટુંબના છો ? "

" એ બતાવવાનો સમય હજુ આવ્યો નથી પણ જ્યારે સમય આવશે ત્યારે હું પોતે બતાવી દઇશ. "

" તો હજુ આપ થોડા દીવસ વધુ મુસલમાની કેમ્પમાં રહેવા ચાહો છો ? "

" શા માટે ! "

" કુટુંબનું નામ બતાવતા નથી એટલા માટે " કરનલે મીલાનાના ચહેરા ઉપર વ્હાલ ભરી નજરો નાંખતાં કહયું " આપ ઇટાલી રાજ્ય સાથે કેવો સબંધ ધરાવો છો તે જણાઇ આવે તો અમે આપને પાછા મોકલવાની તજવીજ કરીએ. "

આ સાંભળી મીસાના વિચારમાં પડીને પોતાના મનમાં કહેવા લાગી " ઇટાલીયન લશ્કરને જરૂર ફતેહ મળશે અને ફતેહ મળવાની સાથેજ મારો છુટકારો થઇ જશે એટલે હવે મને અહીંથી જલદી જવાની શું જરૂર છે ! માત્ર ઇટાલીયન કેમ્પમાં જવા સારૂં મારા કુટુંબનું નામ જણાવી નવી આફતમાં પડવું અથવા તુરકોને મારા કુટુંબની જાણ થતાં તેમના ઉપર દબાણ કરી કોઇ લાભ લેવા દેવું અથવા ગેરવ્યાજબી દબાણ કરવાની તક આપવી કોઇપણ રીતે યોગ્ય નથી આ વિચાર કરી મીસાના બોલી.

" આપ ચાહો તો મને ઇટાલીયન કેમ્પમાં મોકલો કે ન મોકલો પણ હું પોતાના કુટુંબનું નામ બતાવવાને બીલકુલ તઇયાર નથી પરંતુ તેની સાથેજ આપને ખાત્રીથી કહું છું કે ઇટાલીના કોઇ ઉંચ તથા લાગ વગ ભરેલા કુટુંબ સાથે મારો સબંધ નથી તેમજ હું શાહજાદીઓમાંની નથી પણ એક ગરીબ કુટુંબમાં ઉછરેલી દરીયાઇ ખાતાના એક સીપાહીની દીકરી છું એ કરતાં વધુ મારા કુટુંબને લગતી કોઇ વધુ જાણવાજોગ બીના નથી. "

" ભલે જેવી આપની ઇચ્છા. આપ બતાવો કે ન બતાવો પણ હું આપને આ વાત ઉપર લાચાર કરી શકતો નથી તેમજ આપ કોઇ સાધારણ કુટુંબના હોવ એ હું કદી પણ માની શકતો નથી "

" હું પોતે પણ આપની વાતને ટેકો આપું છું " કપ્તાને કરનલની વાતને ટેકો આપ્યો એટલે મીસાના કાંઇ પણ બોલ્યા વિના ચુપચુપ બેસી રહી થોડીવાર પછી કરનલે કહયું.

" વારૂ એ કહો કે આપને મારા કેમ્પમાં કોઇ વાતની તકલીફ તો નથી ને ? "

" નહી બીલકુલ નહી આપની ઉત્તમ પરોણા ગતના માટે હું બહુજ આભાર માનું છું પણ અલબત્તાં એક વાતની ઇચ્છા ધરાવું છું "

" ફરમાવો ? "

" જ્યારે જંગલી અરબોએ મને હોડીમાં કેદ કરી ત્યારે મારી સાથે મારી એક દાસી પણ હતી. ઇટાલીયન ચાંચીઆઓના હુમલા વખતે હું અરબોના હાથમાંથી છટકી ગઇ પરંતુ અરબો તેણીને પકડીને લઇ ગયા અને કોણ જાણે તેણીની શી વલે થઇ અગર જો તેણી જીવતી હોય અને તપાસ કરવાથી મળી શકે તો તેને મારી પાસે બોલાવી મંગાવો તેણી મારી પાસે રહેશે તો મારો જીવ ધભરાશે નહીં "

આ સાંભળી કરનલે કવ્વાસની તરફ જોયું એટલે કવ્વાસે કાંઇક વિચાર કરતાં મીસાનાથી પુછ્યું.

" તેણીનું નામ શું છે ? "

" કેટેરના "

" વય કેટલી છે ? "

" અઢાર ઓગણીસ વરસની હશે "

આ સાંભળી કવ્વાસ વિચારમાં પડી ગયો એટલે કરનલે પુછ્યું.

" કવ્વાસ ! શા વિચારમાં પડ્યા છો ? "

" ઘણું કરીને આ છોકરી તેજ હોવી જોઇએ જેને કાલે કેટલાક જંગલવાસી અરબો જનરલ વિશાત બેકની પાસે લાવ્યા હતા અને તેઓએ તેણીને મેહમાન ખાનામાં રાખી છે " ( મીસાનાને ) " પાતળી સરખા છે ? ગોલ ચહેરો અને સફેદ લીબાસ પહેરેલો છે ? "

" હા, હા, બસ એવીજ છે "

" તો બસ તે આપની દાસીજ છે. અગર કરનલ સાહેબ ફરમાવો તો હું તેણીની તપાસ કરૂં ? "

" બેશક તમે જરૂર જઈને તપાસ કરો અગર જો તેણી એમની દાસીજ હશે તો ફરી યોગ્ય હુકમ આપવામાં આવશે કરનલે ડવ્વાસને કહયા બાદ મીલાનાને કહયું " તમે ધીરજ રાખો. અગર તેણી મળી ગઇ અને કોઇ વાત આડે ન આવી તો હું તેણીને જરૂર તમારી પાસે મોકલી દઇશ એ ઉપરાંત તમને બીજી કાંઇ વાતની જરૂર હોય તો કાંઇ અચકાયા વિના જરૂર કહેજો હું મારી બનતી કોશીશે તેનો બંદોબસ્ત કરી આપીશ. "

" હું આપની ઘણીજ આભારી છું " નમન કરતાં મીલાના બોલી " મારો ખુદા આપને આ ભલાઇનો બદલો આપશે. અત્યારે તો માત્ર એટલીજ ઇચ્છા છે કે કોઇપણ રીતે ફ્રેડેરના મને મળી જાય, આશા છે કે આપ તેના માટે ખાસ કોશીશ કરશો. "

" ઇનશાઅલ્લાહ "

આ વાત ચીત પછી મીલાના વિદાય થઇ અને જ્યારે તેણી તંબુથી બહાર નીકળી તો તેના તથા કરનલના મનમાં એકી વખતે એક બીજાના માટે એકજ વિચાર જન્મ પામ્યો એટલે તે બંને જણાએ પોત પોતાના મનમાં કહયું કે " વાહ શું સુંદર ચહેરો છે. "



# પ્રકરણ ૫૩ મું

## બનગાઝી. *

જબવે મેરી નિગાહ મેં કોનો મકાં કે હું
મુજસે કહાં છુપીગે વો અપસે કહાં કે હું

આજે સને ૧૯૧૧ ના અકટોબર મહીનાની ઓગણીસમી તારીખ છે. ચાંદના મહીનાની છેલ્લી તારીખો હોવાથી ચાંદનીનો પ્રકાશ તદન

---

* ત્રીપોલી ઇલાકો પાંચ જીલ્લાઓમાં વહેંચાયલો છે અને દરેક જીલ્લામાં અનેક તાલુકાઓ છે જેની વિગત નીચે પ્રમાણે છે.

૧ જીલ્લે, કબુલ અહઅલીબાશ તાબાના તાલુકાઓ ૧ ગરયાન ૨ અવરકાબ ૩ તરહુના ૪ ઝાહિયા ૫ અજલાત

૨ જીલ્લે, ખુમુસ અથવા હુમુસ તાબાના તાલુકાઓ ૧ મુશ્રમતેન ૨ સમાના ૩ મીસરાત ૪ સરત.

૩ જીલ્લે,. અલજબલિલ ગરબી તાબાના તાલુકાઓ ૧ ગદસ ૨ માલુન ૩ મનાગુ ૪ હોંઝ

૪ જીલ્લે કુઝઝાન તાબાના તાલુકાઓ. ૧ ગાલત, ૨ સોકેતા અથવા સકતા ૩, થાતી

૫ જીલ્લે બનગાઝીના તાલુકાઓ.

૧, મરજ ૨, દરના ૩, તબરૂક ૪ અવજલીતા

ત્રીપોલી ઇલાકામાં બનગાઝી એક પ્રખ્યાત જીલ્લો અને બીજા વર્ગનું બંદર છે. આ સહેર ઘણુંજ શોભાયમાન અને સુંદર છે.

આ મનહર શહેર ત્રીપોલીની પશ્ચિમે ઇજીપ્તની તરફ સમુદ્રના કિના રીલાછમ મેદાનમાં આબાદ થએલું છે જેની પશ્ચિમે અને દક્ષિણે પહાડે

નહીં જેવોજ છે. બનગાઝી શહેરના રહેવાસીઓ સવાર ની ઠંડી લહેરીઓના સમયે મીઠી ઉંઘમાં પડેલા છે જો કે આજકાલના દીવસો આરામની ઉંઘ લેવાના નથી કેમકે ઇટાલીયન હુમલાની વાત ખ્યાની જગ્યામાં આવી ચુકી છે પણ એજ ચિંતાઓના સબબે આખી રાત બેચેનીમાં પસાર કરેલી હોવાથી તથા તુરકી લશકરનો બંદોબસ્ત ઘણોજ મજબુત હોવાની ખાત્રી હોવાથી એ લોકો હમણાંજ નિંદ્રાવશ થવા પામ્યા છે. તુરકી કેમ્પમાં દુશ-મનોના મુકાબલાની બીલકુલ તઇયારી કરેલી છે. દરેક પહેરગીર પોતાની ડયુટી ઉપર ભારે ખંતથી ઉભેલો છે અને તેમની બા કાયદા ટોળીઓ ચારે બાજુએ ફરી રહી છે વળી દરીયાઇ ચોકીઓના પહેરગીરો વીજળીના દરી-યાઇ ફાનસોનો પ્રકાશ નાંખી દુરબીનો વડે જોઇ પોતાની આસપાસની

---

પ્રદેશ આવેલો છે એ શહેરની ઇમારતો મજબુત શોભાયમાન અને ડીલકશ છે, સમુદ્રની બાજુએ એક પુરાતન કીલ્લો આવેલો છે શહેરમાં લગભગ વીંસ હજાર મુસલમાનોની વસ્તી છે જેમાં મોટો ભાગ ધન્યવાન ખેતી કરનારા અને વ્યાપારી તથા સોદાગર વસે છે અને સામાન્ય રીતે તેઓ સઘળા પઇસે ટકે સારી સ્થીતી ભોગવે છે, આ લોકો બે ભાગમાં વહેંચાયલા છે જેમાંનો દરેક ભાગ બરબરી કુટુંબથી ઉતરી આવેલો છે પ્રખ્યાત કુટુંબોમાં શબાહ, કવારી ઝુમરત, ખુદ દામ અરરકુક, અહકબરન અને સુરનબરની ગણત્રી થાય છે, આ શહેરી રહેવાસીઓ ઉપરાંત શહેરની સરહદથી ઇજીપ્તની હદ સુધીમાં વનવાસી આરબો આબાદ છે જેઓ ખેતીવાડી અથવા બકરા અને ઉંટ ચરાવી પોતાનું ગુજરાન ચલાવે છે.

બનગાઝીમાં બીજા કેટલાક વ્યાપારોની સાથે જનાવરોનો વેપાર મોટા પાયા ઉપર ચાલે છે.

બનગાઝીના રહેવાસીઓ અસલમાં પ્રીનસ નામના યુનાની શહેરના રહીશો હતા. જે બસતાલના પ્રજાના સમયે વસાવવામાં આવ્યું હતું પરંતુ હવે તેના ખંડીયરો પણ જણાતાં નથી.

બનગાઝીના નીચલા ભાગમાં પ૭ માઇલ દુર એક બીજું શોભાયમાન શહેર આબાદ છે જેનું નામ તલમીશ્યા છે, જે પતલુમીયાનો અપભ્રંશ હોય એમ જણાય છે, બનગાઝી અને તે શહેરની હદમાં આવેલી બધી જમીન ફળદરૂપ તથા લીલીછમ છે અને તેમાં દરેક જગ્યાએ વાડીઓ આવેલી છે.

બનગાઝીની પાછલી બાજુએ આકાશથી વાતો કરતા અનેક પહાડો આવેલા છે જેના ઉપર અનેક ખંડીયરો નજરે પડે છે. એ ઉપરથી જણાય છે કે પુરાતન કાળમાં મોટી આબાદી હશે.

ચોકીઓવાળાઓને સમુદ્રી હીલચાલની ખબર આપી રહ્યા છે. અત્યારે આ લોકોનું જાગતું અને પોતાની ફરજ બજાવવામાં લીન રહેવું એક જરૂરી કામ છે પરંતુ બનગાઝીના કમાન ઓફીસર બેકમાશી મેજર અઝીઝએ અત્યારે શા માટે પથારીમાંથી ઉઠીને બંગલાની આસપાસ આમ તેમ ચક્કર લગાવી રહ્યા હશે? અત્યારે તેઓ ભારે વિચારોમાં લીન હોય એમ જણાય છે તેઓ લગભગ એક કલાક સુધી ચાંદનીના આછા પ્રકાશમાં નીચી ગરદન કરી ભારે વિચાર કરી રહ્યા હતા કે એટલામાં બહારથી ઘોડાઓના ખોંખારવાનો અવાજ આવ્યો અને તેની સાથેજ ઘોડા ઉપરથી ઉતરી લશકરી લિબાસમાં સજ થએલા માણસો ઉપર આવતા હોય એમ જણાવ્યું મેજર અઝીઝ બે ઘોડાઓના ખોંખારવાના સાદથી ચેકયા અને સીડી આગળ આવનાર માણસથી મળવા માટે આગળ વધ્યા માત્ર એકજ મીનીટ નહી થયો હોય કે એક લશકરી પહેરગીર ઉપર આવ્યો અને ફોજી સલામ કરી મેજરની સાથે ઉભો થઇ ગયો એટલે મેજરે તેની તરફ જોઇને પુછ્યું.

" દાઉદ! ખેરીયત તો છે ને? આ કયા લોકો આવ્યા છે?"

" ત્રણે સવારો આ ઘડી ત્રીપોલીથી આવી રહયા છે અને આપની સેવામાં હાજર થવાની ઇચ્છા રાખે છે."

" ઠીક એ લોકો આવી પણ પહોંચ્યા. વારુ તમે જઇને કરનલ શુકરી બેક, કરનલ નસીહત બે અને શેખ સાલમ હમીદીને બોલાવી લાવો."

" જેવી આજ્ઞા" કહીને પહેરેગીર નીચે ઉતરી ગયો તે બાદ તે ત્રણે નવા આવેલા સવારો ઉપર આવ્યા અને લશકરી સલામ કરી મેજરના હુકમ અનુસાર કુરસીઓ ઉપર બેસી ગયા. અત્યારે મેજર પણ વચલી કુરસી ઉપર દમામની સાથે બેઠાં હતાં તે ત્રણે સવારોએ પોતાની બેઠક લીધા બાદ તેમાંના એક સવારે મેજરને કહયું.

" આપ સાંભળી ચુકયા હશો કે અમે અત્યારે ત્રીપોલીથી આવી રહયા છીએ."

" હા મને ખબર થઇ છે."

" અને તે સાથેજ આપને આ ખબર પણ મળી હશે કે જેવી રીતે ઉતર આફ્રિકા ફતેહ કરતી વખતે અંગ્રેજોએ જે રૂઢી ધારણ કરી હતી તેવીજ રૂઢી ત્રીપોલી ઉપર હુમલો કર્યો બાદ જનરલ કેનાવાએ ધારણ કરી છે. એ રૂઢી ઉપર અમલ કરવા માટે તે ત્રીપોલીના માંહેલા ભાગમાં આગળ વધવા પહેલાં દરના બનગાઝી, ખુમુસ અને તબરૂક વિગેરે ઉપર એટલે ત્રીપોલી ઇલાકાના બધા કીનારા ઉપર કબજો કરવા ચાહે છે અને ફરી એ બાજુઓમાંથી એકી વખતે આગળ વધી માંહેલા ભાગ ઉપર હુમલો કરશે. "

" એમની એ હીલચાલની મને ખબર પડી ચુકી છે અને એજ કારણ સર તેણે પોતાના દરીયાઇ બારકસો આ કીનારાઓ તરફ રવાના કરી દીધા છે. બનગાઝીનીં તરફ જે બારકસો રવાના કરવાના હતા તે પણ પરમ દહાડે રવાના થઇ ચુકયો છે. "

" અમો જનરલ નિશાત બેકના હુકમ અનુસાર આ બારકસોની દેખરેખ રાખવા માટેજ ત્રીપોલીથી રવાના થયા હતા. "

" એ પણ મને ખબર છે હવે માત્ર એટલું બતાવો કે તે બારકસો આજે કયા વખતે બનગાઝી પહોંચશે અત્યારે બે ત્રણ કલાકથી હું એજ વિચારોમાં બેચેન હતો. "

" અત્યારે અમોએ એમના બારકસોને લગભગ બે કલાકનો મુસાફરી ઉપર મુકેલા છે તેથી તેઓ સવારમાંજ બનગાઝીના કીનારા ઉપર લંગર નાંખશે "

" ઠીક કાંઇ હરકત નહીં, અમે પણ એમની આમદની વાટ જોતાં તઇયાર બેઠાં છીએ. અત્યારે મેં કરનલ શુકરી બેક, નસીહત બે તથા શેખુલ મુજાહેદીન શેખ સાલમ હમીદીને બોલાવ્યા છે તેઓ આવી જાય તો તેમની સાથે મસલેહત કરી અબધડી ઇટાલીયનોના સત્કાર માટે આપણાં લશકરને કીનારા ઉપર જમાવી દઉં છું. "

" હું ધારૂં છું કે આપનું બધું લશકર અને દરિયાઇ મોરચાઓ બીલકુલ તઇયાર થઇ ગયા હશે ? " એક સવારે અદબની સાથે મેજરને

પુછ્યું "અને મને આશા છે કે મુકાબલામાં મોકલવાને કાંઇ વિલંબ નહીં થાય ?"

"નહીં બીલકુલ નહીં" મેજરે જવાબમાં ઊત્સાહની સાથે કહયું. "અમારા બધા મોરચા અને દરીયાઇ કીલ્લાઓ ક્રોપની તોપોથી શણુ-ગારવામાં આવ્યા છે જ્યારથી ત્રીપોલી ઉપર ઇટાલીયનોએ હુમલો કર્યો છે ત્યારથી અમોએ કીલ્લાઓનું સમારકામ શરૂ કરી દીધું હતું અને તે પછી અહીં જે લડાયઠ સામગ્રી હતી તથા પછવાડેથી ત્રીપોલીથી આવી તે બધી આ કીલ્લાઓ ઉપર ચઢાવી દેવામાં આવી છે. વળી અમોએ બીજા નવા મોરચાઓ, ઢગલાઓ તથા ખાઇઓ વિગેરે પણ ખોદીને તઇયાર કરી છે અને અમને પુરતો વખત મળી ગયેલો હોવાથી "દરના" બારકસમાં ત્રીપોલી ખાતે આવેલી લડાયક સામગ્રી જે જનરલ નિશાત બેકે અમોને મોકલી હતી તે પણ ઉપર ગોઠવી દીધી છે તેથી દુશમનોના મુકાબલાનો અમારી પાસે મજબુત બંદોબસ્ત છે"

"પણ જાણ્યામાં લશકરની કમી હશે ?"

"અલબતાં બા કાયદા તુરકી લશકર માત્ર છ સોની સંખ્યાના નવ જવાનોનું છે પરંતુ ત્રીપોલી પેઠે અહીં પણ ચાર પાંચ હજાર અરબ મુજાહેદીનો ભેગા થઇ ગયાં છે અને અમોએ ગાત્ર બે અઠવાડીયામાંજ તેમને થોડી ઘણી કવાયદ શીખલાડાં દીધી તથા ગોલીબારના કામમાં પણ હુશી-યાર કરી દીધા છે એટલા માટે હવે લશકરની તરફથી બીલકુલ નીરાંત......"

મેજર સાહેબ અહીં સુધી બોલવા પામ્યા હતા કે કરનલ નસીહતબે કરનલ શુકરી બેક તથા શેખ સાલમ હમીદી આવી પહોંચ્યા. મેજર અઝીઝ બેએ તેમને માન આપીને કુરસીઓ ઉપર બેસાડ્યા અને જયારે કુરસીઓ ઉપર બેસી ચુકયા ત્યારે મેજરે સવારોની તરફ ઇશારો કરતાં કહયું."

"ઇટાલીયન બારકસોની દેખરેખ રાખવા માટે જે ત્રણ સવારોની નીમણુંક થઇ હતી તે ત્રણે સવારો આ છે."

આ સાંભળી ત્રણે જણાઓએ તે સવારોની સામે જોયું એટલે સવારોએ ઉભા થઇને લશકરી સલામ કર્યા તે બાદ મેજર બોલ્યા.

" આ સવારો કહે છે કે ઇટાલીયન બારકસો બે કલાકની મુસાફરી ઉપર આવી પહોંચ્યા છે અને સવારના પહોરમાં આપણાં કીનારા ઉપર લંગર નાંખશે. "

" બીસ્મીલ્લાહ ! " શેખ સાલમ બોલ્યા " ખુશીની સાથે આવે, અમે તેમની વાટ જોતાંજ બેઠાં છીએ "

" ખુદાનો શુકરાનો અદા કરીએ છીએ કે અમારા ઈંતેઝારની મુદત પુરી થઇ " શુકરી બેક તથા નસીહતબેએ એક સાથે કહયું એટલે મેજર બોલ્યા " હવે મારૂં કહેવું એમ છે કે આપણને તરતજ તઇયાર થઇ જવું જોઇએ "

" હું આપના મતને મળતો છું " શેખ સાલમે કહયું " મારા બધા બહાદુર મુજાહેદો બિલકુલ તઇયાર છે "

આના જવાબમાં કરનલ શુકરી બેક કાંઇ કહેવા ચાહતાજ હતા કે પહેરાવાળાએ અંદર આવીને એક સરકારી પરબીડીયું મેજરના હાથમાં મુકયું એટલે મેજરે જલદીથી તેને ફાડી વાંચવા માંડયું પરબીડીયામાંનો કાગળ માત્ર દોઢ બે લીટીઓના લખાણનું હતું. મેજરે તરતજ વાંચીને હસતાં હસતાં હાજર રહેલાઓને કહયું.

" દરીયા ખાતાની પહેલી ચોકીનો અમલદાર ઇટાલીયન બારકસોની આમદની ખબર આપી રહયો છે તેણે વીજળીક રોશનીની મદદથી દુરબીન મારફતે વીસ પચીસ માઇલના છેટા ઉપર ઇટાલીઅન બારકસોને આ તરફ આવતા જોયા છે "

" પરમ દહાડે રવાનગી થએલી હોવાથી આજે આવવા જોઇએ "

"તો ફરી આપ સાહેબો બિસ્મીલ્લાહ કરો અને બધી છાવણી-ઓમાં તઇયારીનું બ્યુગલ બજાવવાનો હુકમ આપો ઇનશા અલ્લાહ હું અર્ધો કલાક પરેડમાં ગુજારી લશકરની વહેંચણી કરવા માટે ત્યાં આવીશ." મેજરે ત્રણે અમલદારોને કહયા બાદ ખાસ કરી નસીહત એકને કહયું "સઉથી પહેલાં આપ દરીયાઇ મોરચાઓના માટે હુકમ મોકલી આપો કેમકે સઉથી પહેલાં એની સખ્ત જરૂરત છે"

"બહુ સારૂં અબ ઘડી પુરેપુરો બંદોબસ્ત કરવાની કોશીશ કરીએ છીએ."

આટલું બોલ્યા બાદ બધા જણા વિદાય થયા.



# પ્રકરણ ૫૪

## મુકાબલાની તઈયારી.

તા. ૧૯ મી અક્ટોબરની સવાર થવામાં થોડીજ વાર છે. મસજીદોમાં બાંગ દેવાનો વખત આવ્યો નથી. પાછલી તારીખોનો ચંદ્રમા મંદ પડી ચુકયો છે. આકાશમાં ચમકી રહેલા તારાઓ પણ એક પછી એક વિદાય થઈ રહયા છે. આકાશનું અજવાળું લગભગ અંધારામાં ભળી ગયું છે. પહેરગીરો અને રોન ફરનારા સીપાહીઓ સવારની વાટ જોતા ઉભા છે મસજીદોના ખાદેમો નમાઝની તૈયારીના માટે પોતપોતાની ફરજ અદા કરવામાં ગુંથાયા છે. કુદરતની મેહફીલમાં સવારની આમદનો શોર થઇ રહયો છે. સવાર પણ તે કે જે કયામતની રાત્રાર જેવી, એવી સવાર કે જેની સાંજ થવાની આશાજ રાખી શકાતી નથી અને જેના ભયંકર આફતાબે ઉદય થઇને અસ્ત થવાનું નામજ લીધું નથી. આ બધું હોવા છતાં પણ બનગાઝી શહેરમાં આ છેડેથી પેલા છેડે સુધી પુરેપુરી શાંતતા પથરાએલી છે ત્યાંની બધી વસ્તી આરામની ઉંઘમાં પડેલી છે ચારે તરફ ચુપકીદીનો દોર જામેલો છે માત્ર કેટલાક પહેરાની ચોકીઓ અને મસજીદો સિવાય બીજી જગયાએ વસ્તી હોવાની સાબેતી મળતી નથી. દરેક નાનો, મોટો, ઘરડો, જુવાન, સ્ત્રી પુરૂષ, લશકરી શહેરી પોત પોતાની પથારીઓ ઉપર પગ ફેલાવીને ઉંઘમાં પડેલા છે અને જયાં સુધી લોકોના દિલોને ધ્રુજાવનારો બાંગનો અવાજ "અલ્લાહો અકબર" મસજીદોના બુલંદ મીનારાઓ ઉપરથી આવી શહેર અને આસપાસના પહાડી પ્રદેશને નહીં ગજાવી મુકે ત્યાં સુધી આ ચુપકીદી દુર થશે નહી. બેશક અલ્લાહો અકબરના સાદ વિના આ શાંતતા, આ ચુપકીદી દુર થતી નહી પણ આવી ચુપકીદીમાં એકાએક બ્યુગલનો સાદ બુલંદ થયો. તે સાદે શાંત હસ્તીઓ ઉપર ઇસરાફીલના સુરનો અસર કરી તેઓમાં હીલચાલ પેદા કરી દીધી. આરામમાં પડેલા લોકો ચોંકી પડયા અને નીંદના માતેલાઓ પોત પોતાની પથારી ઉપરથી એકાએક ઉઠી બેઠાં. જે સીપાહીઓ પોતાનો

ડરેસ પહેરીનેજ પથારી ઉપર એક ઉંઘ કાઢવા માટે પડી ગયા હતા તેઓ ગભરાઇને જાગી ગયા. પાયદળના સીપાહીઓએ પોત પોતાની બંદુકોને ખાંધ ઉપર રાખી લીધી સંગીનોને મ્યાનમાંથી કાઢી બંદુકો ઉપર ચઢાવા લાંધી સવારોએ તુરતજ ઘોડાની લુગામો ઉપર હાથ નાંખ્યો અને કુદીને ઘોડા ઉપર સવાર થઇ ગયા જે તોપચીઓ તોપોની પેટીઓ ઉપરજ લાંબા થઇ ગયા હતા તેઓ ગભરાટના સબબે આંખો ચોળતા ઊઠીને તોપોના સંચા કામને સાફ કરવા મંડી પડયા. ગોલંદાજો ગોલાઓના ઢગલા પાસે આવીને અમલદારના હુકમની વાટ જોતાં ઉભા. દરીયા ખાતાના અમલદારોએ દુરબીનો લગાવીને રાતના અંધારામાંજ સમુદ્રની તપાસ શરૂ કરી દીધી. લશકરી અમલદારોએ પોત પોતાની રીજમેન્ટોને તઇયારીનો હુકમ આપી દીધો પહેરાવાળા વધુ હુશીયારીથી આજુબાજુ નજર નાંખી પોતાની ફરજ બજાવતા ઉભા થઇ ગયા દરીયાઇ ચોકીઓના ચોકીદારો વધુ તેજીથી લાઇટ નાંખી સમુદ્રની હીલચાલ તપાસવા તથા કીનારા ઉપરની હોડીઓ અને સ્ટીમ લોન્ચો એક બીજાથી સમુદરની હીલચાલ વિશે વાત-ચીત કરવા અને તેની ખબર જમીન વાળાઓને આપી પુરેપુરી તઇયારી રાખવાની ભલામણ કરવા લાગ્યાં અત્યારે શહેરીઓ ભારે ચિંતામા પડેલા હતા. જેવી રીતે કોઇ માણુસ ભયકર સ્વપનું જોઇને ચોંકે છે અથવા કોઇ ગામડાનો રહીશ અર્ધી રાતે વાઘના આવવાની અથવા તો ધાડ પાડ-વાની ખબર સાંભળી એકરાર બનીને ઉંઘમાંથી જાગે છે તેવીજ રીતે અત્યારે આ લોકો બ્યુગલનો સાદ સાભળીને ચોંકી પડયા અને એક બીજાનો ચહેરો જોવા લાગ્યા. ઇટાલીયન ધાડપાડુઓ ધોળા દીવસે ધાડ પાડનાર છે એવી ખબર મળેલી હોવાથી કેટલાક માણુસ ઉંઘમાંથી જાગતાંજ અગાસી ઉપર ચઢીને સમુદ્રનો દેખાવ જોવા લાગ્યા અને કેટલાક પાસેની ચોકી ઉપર તપાસ કરવાને દોડયા. કોઇ પોતાના પાડોશીને પુછવા લાગો અને કોઈએ રસ્તે જનારથી તપાસ કરવા માંડી. સ્ત્રીઓ બીકના મારે ધ્રુજવા લાગી, અને ઘરના ઓરડામાં પેસી ગઇ. કોઇની આંખોમાં આંસુ ઝરી હતાં તો કોઇ બને હાથેથી જીગરને થામી મોટેથી શ્વાસ લેવા લાગી, કોઇ રડી રડીને કહી રહી હતી કે "હાય હવે શું થશે ?" કોઇએ પોતાના નાના બાળકોને પથારી ઉપરથી ઉઠાવી લઇ છાતી સરસો ચાંપી દીધો અને પોતાના શોહરને કહેવા લાગી " ચાલો અંધારામાંજ ડુંગર ઉપર બાંધેલા મોરચાઓ તરફ નીકળી જઇએ " કેટલાકોએ ઘરના

બારણા બંધ કરી દીધા અને કેટલાંકોએ બળતા દીવા હોલવી નાંખ્યા સેંકડોએ પોતાના ઘરની બારીઓ બંદ કરી લીધી. આવો હાલત દેશી રહે-વાસીઓની હતી પરંતુ યુરોપીયનોની હાલત તદન ખરાબ હતી. તેમનો મોટો ભાગ નાસીને જુદા જુદા એલચી ખાતાઓ, દેવળો, સ્કુલો અને લાયબ્રેરીઓમાં ભરાયો હતો અને બાકી રહેલાઓને જ્યાં જગ્યા મળી ત્યાં સંતાવા માંડયું, બાપે દીકરાની, શોહરે પતનીની, ભાઇઓએ બહેનોની લગારે પરવા કરી નહીં, નાના નાના બાળકો શહેરની ગલીઓમાં પાપા અને મામા કહેતા નિરાધાર હાલતમાં ભટકી રહયા હતા. આપ મતલબી માબાપ પોતાના જીવના રક્ષણ માટે અમનની જગ્યા શોધવા લાગ્યા અને બિચારા નિર્દોષ બાળકોને નિરાધાર હાલતે મુકી દીધા હતા. આવી રીતે શહેરના રહેવાસીઓ અને યુરોપીયન વસ્તીમાં એક આમ બેચેની ફેલાઇ રહી હતી પરંતુ ઇસલામી આબાદીનો ભાગ આવી બેચેનીથી અલગ હતો તેમનો મોટો ભાગ જીહાદમાં શામીલ થઇ સવાબ મેળવવાના માટે લશકરમાં ચાલ્યો ગયો છે અને જે કાંઇ બાકી રહી ગયા છે તેઓ પાક પરવર દીગારની જનાબમાં માથું નમાવવા માટે મસજીદોમાં આવી પહોંચ્યા છે અને નમા-ઝની તઇયારીમાં ગુંથાયા છે. સ્ત્રીઓ અને બાળકોની મોટી સંખ્યા પણ શહેરનું રહેવું તજીને પહાડી મોરચાઓ ઉપર ચાલી ગઇ છે તેથી અત્યારે માત્ર થોડાજ કુટુંબોની સ્ત્રીઓ શહેરમાં મોજુદ છે તેણીઓએ હજુ સુધી ધીરજને મુકી નથી અને ભારે ધૈર્યતાથી જા નમાઝ પાથરીને નમાઝો પઢવા લાગી છે. તેણીઓ પોતાના ભાઇ ભાંડુઓની ફતેહના માટે પાક પરવરદિગારની જનાબમાં દોઆ માંગી રહી છે અને પરવરદિગારને ઇસલા-મની ફતેહ થાય તે માટે આજીજી કરી રહી છે.

બ્યુગલનો આ પહેલોજ અવાજ હતો જેણે શહેરમાં કયામત બરપા કરી દીધી હતી. જ્યારે બ્યુગલનો અવાજ બંદ થયો ત્યારે બે બે ત્રણ ત્રણ મીનીટના અરસામાં જુદી જુદી બાજુએથી બ્યુગલોના અવાજ આવવા માંડયા અને તેની સાથેજ તુરકી લશકર તથા અરબ મુજાહેદી-નોના ટોળાઓમાં એક બાકાયદા હીલચાલ શરૂ થઇ. પલટણો તથા રીસા-લાઓ હિલાલી નિશાનના ઝુંડાઓ હાથમાં પકડી ભારે જોશની સાથે ધીમે ધીમે ઉત્તર બાજુના મેદાનની તરફ વધવા લાગ્યા, ગેરતમંદ મુજાહેદોના ટોળાંઓ હાથમાં લીલા રંગના વાવટા લઇ ખુદાવંદે કરીમની હમ્દના

ગીત ગાતાં ગાતાં તેજ મેદાનમાં આવીને ભેગા થવા લાગ્યા અને આકાશ ઉપર હજુ તો સવારનો પુરેપુરો પ્રકાશ થયો નહોતો કે શહેરની ઉતર બાજુએ એક મોટી સંખ્યાનું લશકર આવીને ભેગું થઇ ગયું. અમલદારોએ પોતપોતાની પલટણુની કમાન લીધી પાયદળોની હાર બરોબર થઇ ગઇ સવાર ઘોડાઓ ઉપરથી ઉતરીને પાયદળ થઇ ગયા અને બધાઓએ એક હારમાં થઇને આગળ પાછળ તથા આજુબાજુ એક સો એકતાલીસ સફો કાયમ કરી લીધી. જ્યારે આ બધી સફો બરાબર થઇ ગઇ ત્યારે આ ખુદા પરસ્ત લોકોમાંથી એક મન હરણુ મોટા સાદવાળા બાજુસે પહેલી સફથી આગળ વધી બાંગ પોકારી બાંગીના મુખમાંથી "અલ્લાહો અકબર" નું વાકય નીકળ્યું કે હાજર રહેલા હજારો નમાઝીઓએ "જલ્લ જલાલોહુ" નો પોકાર કર્યો અને તે બાદ એક સાથે બધા લોકોએ પોતાની ગરદનો નીચી કરી લીધી. બાંગી પોતાના અસરકારક લેહજામાં બાંગ પોકારો રહયો હતો અને હાજર રહેલાઓ બાંગના દરેક વાકયને મનમાં બોલી રહયા હતા. જ્યારે બાંગ પુરી થઇ ગઇ ત્યારે એક મોટા સાદ વાળા ઇમામે સવારની નમાઝ પઢાવી અને નમાઝ પુરી થતાં હજુ તો બધા લોકોએ દોઆ માટે હાથ ઉઠાવ્યા નહોતા કે એકબાશી મેજર અઝીઝબે પહેલી સફમાં ઇમામની પાસે આવ્યા અને કામ ચલાઉ ઉભા કરેલા મીમબર ઉપર ઉભા થઇને બોલ્યા.

"મુજાહેદીને ઇસલામ !

આપને ખબર હશે કે જુલમી અને લુટારા ઇટાલીયનો વગર લેવે દેવે અમારા દેશ ઉપર ચઢી આવ્યા છે અને આ દીનના દુશમનો ત્રીપોલીની ભુમીમાંથી તવહીદની સલતનતનો નાશ કરી તસલીસનો વાવટો બુલંદ કરવા ચાહે છે.

એમાં લગારે શક નથી કે આજકાલ મુસલમાનોની ઐકયતા તુટી ગઇ છે અને તેમનો દરેક બાજુ બીલકુલ કમજોર છે. પોતે તુરકી સલતનત અંદર અંદરની ખટપટોના સબબે તથા બહારની કમજોરીના લીધે પાયતખ્તથી દુર આવેલા ત્રીપોલી દેશમાં પોતાનો બચાવ કરી દુશમનોનો મુકાબલો કરી શકતી નથી તેમજ યુરોપીયન રાજ્યોની ખટપટથી પોતાને

બચાવી શકતી નથી. પરંતુ અલહમ્દો લિલ્લાહ ! પોતાના દીન અને ઇઝઝતે ઇસલામના રક્ષણ માટે મુજાહેદીને અરબ હઝારોની સંખ્યામા નીકળીને અત્રે આવી પહોંચ્યા છે આ ઉપરથી સાબિત થાય છે કે પુરાતન સમયનો તે પવિત્ર લોહી ઇસલામના સંતાનોની રગોમાં હજુસુધી વહી રહયો છે જેણે પોતાની શુરવિરતા અને બહાદુરીનો સીકકો આખી દુન્યામાં જમાવી દીધો હતો અને તેમના તે લોહીમાં અત્યાર સુધી તે ગરમી બાકી છે જેની સામે સુધરેલા દુશમનોની ભયંકર તોપો તથા લોખંડી પોશાક પહેરેલો ડરેડનોટો પીગળીને મીણની પેઠે વહી જશે.

બહાદુરોને ઇસલામ ! અત્યારે આપ સાહેબોનું આ ગંજાવર ટોળું જોઇને મારી ખુશાળીનો કાંઇ પાર રહયો નથી અને જયારે આપ લોકોની ઇસલામી હમદર્દીનો જોશ મારી આંખોએ નીહાળું છું ત્યારે બેહદ આનંદ પામું છું મારૂં જીગર આનંદના જોશથી ઉભરાઇ જાય છે અને મારૂં અંતર ખુશીના આવેશમાં સમાતું નથી. હું સાચું કહું છું કે તમારો જીહાદમાં ભાગ લેવાનો જોશ જોઇ અને શહાદતના માટેનો ઉત્સાહ નીહાળી મને તવારીખમાં ઇસલામી બહાદુરોની વર્ણવેલી શુરવિરતા યાદ આવી રહી છે. તવારીખમા સોનેરી અક્ષરોએ જલવાઇ રહેલા પવિત્ર બનાવો ત્રીપોલીની ભુમી ઉપર ફરી તાજા થઇ ગયા છે અને અત્રેના વનવગડાનાવાસી ઇસલામીઓમાં તેજ પવિત્ર ઉત્સાહ પેદા થઇ ગયો છે જેની સાબેતી દુનિયાની તવારીખ આપી રહી છે અને ચાલુ સમયની પ્રજા જેને માનની નજરથી જુએ છે તથા ભવિશ્યની ઓલાદ જેના ઉપર મગરૂરી કરશે.

પવિત્ર ઇસલામના સંતાનો !

જે ઉત્સાહ અને જોશ ભરેલા જીગરે તમો હુમલો કરનારા દુશમનના મુકાબલા માટે અત્રે મેદાનમાં આવ્યા છો તે જોશ અને ઉત્સાહ ઇટાલીયન સીપાહીઓમાં તેમના અમલદારો શોધશે તો કદી પણ તેમને મળશે નહીં જે તલવાર આપ સાહેબોની કમરમાં લટકી રહી છે તે તલવારની ચમકથી દુશમનોની આંખો આંધળી થઇ જશે એટલે ફરી તેઓ તમારા મુકાબલાની તાબ લાવી શકશે નહી. મને પુરેપુરી ખાત્રી છે કે ઇટાલીયનો જેટલી આસાનીથી ત્રીપોલી ઉપર કબજો મેળવી શકયા છે તેટલી

સહેલાઇથી બનગાઝી ઊપર કબજો મેળવી શકશે નહીં કેમકે ત્રીપોલીમાં તેમનો મુકાબલો કરવામાં આવ્યો નથી પણ અહીં ખુદાના હુકમથી છસો તુરકો નવ જવાન અને ચાર હઝાર અરબ મુજાહેદીનો તેમની ખાતર બરદાશ્ત કરવા માટે તઇયાર છે તેમની આબદાર તલવારો દુશમનોના માથા કાપવા માટે મ્યાનમાં બે કરાર બની રહી છે.

બહાદુરોને ઇસલામ ! અત્યારે હું આપને એક ખુશખબરી સંભળાવવાને ઉભો થયો છું અને એટલાજ માટે મેં આપ સઘળાને નમાઝ પઢવાના લાંધે આ મેદાનમાં તકલીફ આપી છે હું અત્યારે જે ખુશખબરી આપને સંભળાવવા માંગુ છું તે આ છે કે હવે આપની અંતરની ઉમંગો પુરી થવાનો વખત આવી પહોંચ્યો છે, તે સમય તદન નજીક આવી પહોંચ્યો છે કે ઇસલામની હીમાયતમાં તમારી તલવાર બુલંદ થાય. આપ આપના હરીફોને બતાવી આપો કે જે હથીયારો ક્રૂઝેડના સમયે શહેનશાહ રીચર્ડના લશકરની સામે ઉચકવામાં આવ્યા હતા તેજ હથીયારો અત્યારે વીકટરના લશકરના કલેજામાં ભોંકવા માટે તઇયાર છે અને આજે પણ તેજ ઇસલામીઓ ઇસલામ ઉપર જીવ કુરબાન કરવા માટે મેદાનમાં આવી શકે છે કે જેઓએ આજથી છસો સાતસો વરસ પહેલાં યુરોપના એક સંપ થએલા રાજ્યોને સારી પેઠે હંફાવ્યા હતા.

બહાદુર બિરાદરો ! આપ દુશમનોના મુકાબલા માટે તઇયાર થઇ જાવો કેમકે હવે આપની પરિક્ષાનો સમય આવી પહોંચ્યો છે. તે લડાયક બારકસો જે પરમ દહાડે પાછલી રાતે જનરલ કેનાવાએ બનગાઝી ઉપર હુમલો કરવાના માટે રવાના કર્યા હતા તે આજે અત્યારે આપણાં કીનારા ઊપર લંગર નાંખનારા છે હવે થોડીજવાર ઉપર અત્રે આ મેદાનોમાં મોત અને જીંદગીની ખેંચતાણ શરૂ થઇ જશે અને દુનિઆએ ફાની તથા જન્નતે મોઅલ્લા વચ્ચે સબંધ જોડાશે કેમકે ધારવા પ્રમાણે દુશમનો આજેજ હુમલો કરી દેશે એટલે અમોને તરતજ હુમલાનો જવાબ આપવો પડશે.

મારા બહાદુરો !

હું અત્યારે હુમલાના બચાવનો બંદોબસ્ત કરૂં અને આ હઝારો ઇસલામીઓના લશકરની જરૂરત પ્રમાણે વ્હેંચણી કરૂં તે પહેલાં આપને

એક ખુશ ખબરી સંભળાવવાનું મુનાસબ ગણું છું અને ઉમેદ રાખું છું કે મારી પેઠે આપ સાહેબો પણ ખુશખબરી સાંભળીને આનંદ પામશો. ભાઇઓ! અત્યારે બે કલાક પહેલાં ઇટાલીના લડાયક બારકસો આવવાની મને ખબર મળી તે પછી તરતજ મેજર અનવરએનો એક કાગળ મળ્યો છે જેમાં તેઓ લખે છે કે " સનોસીઓના એક મોટા લશકર સાથે બનગાઝીના મોરચાઓ ઉપર હું બહુ જલદી પહોચું છું અને મારી સાથે આપણા વડા અમલદાર મુનીર પાશા પણ બનગાઝી આવનાર છે!! " ભાઇઓ આ ખબરથી મારી હીમ્મતમાં ઘણોજ વધારો થયો છે અને મને આશા છે કે આપ સાહેબો પણ અનહદ ખુશી થયા હશો "

મેજર અઝીઝબે એ અહીં સુધી પહોંચીને પોતાનું ભાષણ પુરૂં કર્યું એટલે આખા લશકરે ખુશાલીના પોકારથી બનગાઝીનો પહાડી પ્રદેશ ગજાવી મુકયો. અત્યારે હાજર રહેલા બધા લોકો જોશમાં લીન બનેલા હતા કે ઇમામે દોઆના માટે જનાબે બારીની દરગામાં હાથ ઉંચા કર્યા તે વખતે ઇમામે ઘણીજ આજીજી અને નમૃતાથી લશકરે ઇસલામની ફતેહ, દુશમનોની હાર માટે દોઆ માંગી જે હાજર રહેલા હજારો ઇસલામીઓએ આમીનના ઉદગારો વચ્ચે વધાવી લીધી. તે બાદ " **અલ્લાહો અકબર** " ના નાઅરા બુલંદ કરતાં બધા લશકરીઓ તે જગ્યાએથી વિખરાઇ પોતપોતાની જગ્યાએ ચાલ્યા ગયા એટલે મેજર અઝીઝ બેકે બધા લશકરની વ્હેંચણી કરવાનો બંદોબસ્ત કરવા માંડયો.



# પ્રકરણ ૫૫

## રાજયદ્રોહી પિતાનો દેશ ભકત પુત્ર,

ખુશ કિસ્મત ફળદરૂપ વાડીઓ, જેની એક એક રજ આખી આલમની શહેનશાહતથી કીમતમાં વધી જશે, જેનો એક એક તણખલો દુન્યાના નામવર પાદશાહોના તાજ કરતાં વધુ માનને કાબેલ છે. આકાશના ફિરીસ્તાઓ જેની ગવાહી આપશે અને જેમના દર્શન માટે હુરોનાં ટોળાંઓ ઉતરશે. તે ભુમી અનકરીબ દુનિયાના રાજ્ય દરબારી મંડળોમાં અસાધારણ રીતે એક મોટા મથક તરીકે લેખાશે જે શહીદોના પવિત્ર લોહીમાં નહાઇને " ખુની વાડીઓ "નો ઇલકાબ પ્રાપ્ત કરશે, દુનિયાના પવિત્ર માણસો જેની મોટાઇની કસમ ખાશે અને જેની યાદમાં રાંક પરંતુ દેશ ભકત ઉમ્મતને માનની નજરથી જોવામાં આવશે તથા જેના વૃતાંતના વર્ણન વખતે સુધારાના હિમાયતી પરંતુ જુલમી પ્રજા ઉપર ફિટકાર કરવામાં આવશે.

ખરી બપોરના વખતે તેજ પવિત્ર વાડીઓમાંની એક વાડીમાં અસીર કબીલાના શેખ એહમદ સાલેહ અસીરી પોતાના તંબુમાં ખજુરીના ખાટલા ઉપર બેસી ભારે વિચારમાં પડેલા છે તેમની નમેલી ગરદન, પેશાની ઉપર પડેલી કરચોળીઓ અને ચહેરા ઉપર થતો ફેરફાર જોનારને બતાવી રહ્યો છે કે અત્યારે તેઓ કોઇ ઉંડા વિચારમાં લીન બનેલા છે.

શેખ એહમદ સાલેહ અસીરના ખાટલાની સામે એક બીજો ખાટલો પાથરેલો છે જેના ઉપર એક કદાવર કદનો નવ જવાન બેઠો છે તેનો ચહેરો જોવાથી જણાય છે કે તે અસીર કબીલાનોજ હોવો જોઇએ. દેખાવ ઉપરથી બહાદુરી શુરવીરતા બાહોશી અને સારા સ્વભાવનો જણાય છે

આ બીજો નવ જવાન પણ પોતાના સાથીની પેઠે કોઇ ઉંડા વિચારમાં પડેલો છે અને દર વખતે પોતાની સામે બેસેલા એહમદ સાલેહના ચેહરાને ટીકી ટીકીને જોઇ રહ્યો છે એટલામાં એહમદ સાલેહ વિચારોમાંથી જાગ્રત થઈ ઉંચી નજરે પેલા નવ જવાનને કહ્યું.

" વારૂ ! હું આ કામ તમને સોંપું છું પરંતુ...... " આટલું બોલી ચુપ થઇ જાય છે એટલે પેલા જવાને પુછ્યું ' પરંતુ શું ?...... કેમ ચુપ થઈ ગયા ? "

" ભાઇ અબદુલ અઝીઝ ! તમે મને સવાબ હાસલ કરવાની તક આપતા તો મોટી મહેરબાની થાત "

" આપ ક્યાં થોડા સવાબ પ્રાપ્ત કરી રહયા છો ? બધા મુજાહેદીને ઇસલામ ઉપર દેખરેખ રાખવાનું અને તેમની સેવા ચાકરી કરવાનું સવાબ હાસલ કરો છો અને એમની મોટી સંખ્યા લઇને અનકરીબ લડાઇના મેદાનમાં જનાર છો ? "

" પરંતુ હું એના કરતાં તે કામને વધુ સવાબનુ સમજું છું...... આહ તે નાલાયકને તો હવે બાપ કહેતાં પણ મને શરમ આવે છે. તેણે ઇમાનદારીને બાજુએ મુકી દેશનું સત્યાનાશ વાળવા માંડયુ છે અને હવે તો મુસલમાનોને નુકસાન પહોંચાડી ઇટાલીયનોના પ્રપંચોમાં ફસાવવાથી પણ દુર રહેતો નથી. આ દુનિયાની ફાની જાહોજલાલીની લાલચમાં ખુદાએ વાહેદના નેક બંદાઓને તસલીમની ભેટ ચડાવવા ચાહે છે..... ( ક્રોધાવેશ થઇને )......એ મલઉન ઇબ્રાહીમ ! તારા પાપી કૃત્યોના લીધે મારૂં જીગર કોતરાઇ ગયું છે......અગર કરનલ નિશાતબેક મને ત્રીપોલી જવા માટે ન રોકતાં તો હું તારો પુત્ર હોવા છતાં પણ આજે મારી પોતાની તલવારથી તારૂ માથું કાપી નાંખ્યા વિના રહેત નહીં અને તારી લાશને ગવરનરોની કુરસી ઉપર બેસાડવાના બદલામાં મારા ઘોડાના પગોથી બરબાદ કરી નાંખત......પણ શું કરૂ ? લાચાર છું......મારા હાથે મારા અંતરના ઉભરાઓ દબાવી દેવા પડે છે......પણ કાંઇ હરકત નહીં તને તારા પાપી કામોની અનકરીબ સજા મળશે હુ નહીં તો મારો

બહાદુર ભાઇ અબદુલ અઝીઝ પોતાની તલવારથી તારા તે પત્રોના જવાબ આપશે જે તું મને દોઝખમાં નાંખનારી હકીકતવાળા લખતો હતો......"
અહીં સુધી પહોંચીને એહમદ સાલેહ ચુપ થઇ ગયો એટલે અબદુલ અઝીઝે તેને શાન્ત પાડતા કહયું.

" ભાઇ ! આપ વધારે દીલગીર ન થાઓ ઈનશાઅલ્લાહો તઆલા હું બહુજ જલદી આપને ખુશખબરી સંભળાવીશ અને તે મરદુદ મલઉનનું માથું અહીં લાવીને આપના પગો ઉપર નાંખીશ "

" પરવરદિગાર તમારી હીમ્મત અને તમારા વિચારોમાં બરકત આપે અને તમો તમારા કામમાં કામયાબ કરે.........હું ચાહુ છું કે તમે આજને આજ આ કામ માટે રવાના થઇ જાવ અને તા. ૨૩ મી અકટોબર ૧૯૧૩ ની પહેલાં તેને જહન્નમ રસીદ કરી દો એટલે તે દીવસે તે પોતાના પ્રપંચો અને નીમક હરામીના સબબે અમને વધુ નુકશાન ન પહોંચાડી શકે "

" ઇનશાઅલ્લાહો તઆલા હું આજને આજ રવાના થઇ જાઉં છું પરંતુ તે બદમાશ જે કાંઇ કરવાનો હતો તે તો કરી ચુકયો ભલા હવે એ કરતાં વધુ શું કરી શકશે ? "

" નહી હમણા તેણે કાંઇ પણ કરયું નથી. આવી રીતે અરબી ભાષામાં ઇશતેહાર છપાવવા તથા ત્રીપોલીના રહીશોને અમારી વિરૂદ્ધમાં ઉશકેરવાથી અમારૂં કાંઇ મોટું નુકસાન થઇ શકતું નથી કેમકે ત્રીપોલી વાસીઓ તેના આ પ્રપંચમાં ફસાઇ પડે એવા નથી. તેમજ તે દક્ષિણ બાજુના ડુંગરાઓના તે નકશાઓ અમને કાંઇ નુકસાન પહોંચાડી શકતા નથી જે તેના કહેવા ઉપરથી ઇટાલીયન ઇનજીનીયરોએ તઇયાર કર્યા છે, પરંતુ અમારા લશકરની હીલચાલ અને લડાયક બંદોબસ્તના માટે જાસુસોની મારફતે ખબર મેળવીને ઇટાલીયનોને બાતમી આપી રહયો છે તે બેશક અમારા માટે નુકસાનકારક છે. વળી આવતી તા. ૨૬ મી અકટોબરના દીવસે અમારા મુકાબલાના વખતે કોઇ નવો બુટટો ઉડાવીને લડાઇનો રંગ તદન ફેરવી નાંખવાની કોઇ હીલચાલ કરે તો આપણને ત્રીપોલી સર કરવાના

બદલામાં પાછળ હઠવું પડે માટે એ દીવસ આવવા પહેલાં એનું કાસળ કાઢી નાંખવું બહુજ જરૂરી છે. ”

“ તો ઠીક ત્યારે હું તેને તા. ૨૩ મી આવવા પહેલાંજ મારી નાખીશ...હું હમણાજ ત્રીપોલી ખાતે જાઉં છું અને આજે રાતે તેનાજ કેમ્પમાં મુકામ કરીશ. હું બની અસીર કબીલાનો હોવાના સબબે અને તેની સગાઇના સબબે મને કોઇ રોકી શકશે નહીં માત્ર કરનલ ફતહી બેકથી રજા લેવાની છે તે લીધા બાદ તરતજ રવાના થઇ જઇશ. ”

“ તેઓ તમને રજા આપશે ? ”

“ કેમ નહીં આપે ?

“ તેઓ આ કામને બિલકુલ પસંદ કરતા નથી. ”

“ શું આવા દેશ દરોહીના કતલને તેઓ પસંદ કરતા નથી ? ”

“ હા. ”

“ શા માટે ? ”

“ તેઓ કહે છે કે કોઇ દુશમનને પ્રપંચ અથવા દગાથી મારવો બહાદુરી તથા ઇસલામની શાન વિરૂધ્ધ છે. ”

“ તો હું જનરલ નિશાત બેકની રજા લઇશ ”

“ તેમનો પણ એજ મત છે એટલા માટે તો તેઓએ મને રજા આપી નહોતી. જો કે મેં તેમને કહયું કે હું તેને દગા ફટકાથી ન મારતાં મુકાબલાની લડાઇ કરીને મારીશ ”

“ તો શું જવાબ આપ્યો ? ”

“ કહેવા લાગ્યા કે પહેલાં તો બાપના ઉપર તમારો હાથ ઉઠશેજ નહીં અને કદાચ ઉઠયો તો દુશમનોના ટોળામાં જઇને કોઇના ઉપર વાર કરવો પોતાના હાથે મોતના મોંહઢામાં જવું છે અને પોતાની ખુદા દાદ શકિતઓનો વગર લેવે દેવે નાશ કરવો છે કેમકે દુશમનોનું ટોળુ તરતજ

કતલ કરી નાંખશે માટે આવી રીતે માત્ર બે ત્રણ માણુસોને મારીને મરવામાં શો લાભ ? જો ખુદાએ બુદ્ધી આપી હોય તો પોતાના ગુસ્સાને દબાવી કોઇ એવી ચાલ ચાલવી જોઇએ કે સાંપ મરી જાય અને લાકડી ન ભાંગે. ”

“ ફરી આપનો શો મત છે ? ”

“ હું એમના મતને મળતો નથી કેમકે મારા મન પ્રમાણે તો આવા માણુસને જેમ બને તેમ બહુજ જલદી જહન્નમમાં મોકલી દેવો જોઇએ અને તેમાં પણુ ખાસ કરીને જ્યારે તે માણુસથી વધુ નુકસાન થવાનો સંભવ હોય ત્યારે તો એકદમ તેને મારી નાંખવો જોઇએ એટલાજ માટે હું તમને કહું છું કે બનતી તાકીદે ત્રીપોલી જઇને તે નાપાકની હસ્તીથી ત્રીપોલીની ભુમીને પાક કરી નાખો અને ઇસલામના ગાઝીઓના રસ્તામાંથી આ ભયંકર માણુસને દુર કરો. અલબત્તાં તેને દગાથી અથવા રૂબરૂ લડાઇ કરીને મારવો એ તમારા મત ઉપર આધાર રાખે છે પણુ રૂબરૂ લડાઇ કરવાથી કાંઇ નુકસાન ન થઇ જાય તે માટે ખાસ સાવચેતીની જરૂર છે ”

“ ઇનશાઅલ્લાહ હું તેને રૂબરૂ લડીનેજ જહન્નમ રસીદ કરીશ આ મામલામાં મને નુકશાન થઇ બેસે એની લગારે પરવા નથી પણુ તે છટકી જાય અને હું પકડાઇ જાઉં એ ન બનવા પામે તેની ભારે કાળજી રાખવાની જરૂર છે. ”

“ નહીં ખુદા ચાહશે તો તમે જરૂર ફતેહમંદ થઇને આવશો ”

“ ઇનશા અલ્લાહુલ અઝીઝ........પણુ ફતહાં બેકની રજા કેવી રીતે મેળવવામાં આવે ? ”

“ હમણુા તમે બા કાયદા રજા લેવાની તજવીજ ન કરો. રજા લેવા કરતાં આ કામ કરવું બહુજ જરૂરી છે માટે જ્યારે તમે આ કામ પુરૂં કરીને આવશો ત્યારે હું પોતે તમને સંભાળી લઇશ. વળી તા. ૨૩ મી પહેલા તમે જરૂર આવી પહોંચશો અને તેટલા સમયમાં તમારી જરૂરત પણુ નહી પડે, આ કામ માટે ચાર પાંચ દીવસનો વખત બસ છે ”

" જી હા, ત્યાં વધુ રહીને શું કરવું છે "

" તો ફરી બિસ્મીલ્લાહ કરો ઝોહરનો વખત આવી પહોંચ્યો છે માટે નમાઝ અદા કરીને સીધાવો "

" જેવી આજ્ઞા " અબદુલ અઝીઝ એહમદ સાલેહથી વિદાય થતાં બોલ્યો " ઠીક ત્યારે હું જાઉં છું અસ્સલામો અલયકુમ "

" વાઅલયક મુસ્સલામ વ ફી અમાન અલ્લાહ "

---

# પ્રકરણ ૫૬ મું.

## ભયંકર આરોપ.

"..... ડયુક કારનીવાયલ! અત્યારે આપ અહીં ક્યાં ?"

"માફ કરજો જનરલ સાહેબ!" ડયુક કારનીવાયલે દીલગીરી ભરેલા સાદે કહયું. "મેં આપને ક વખતે આવીને તકલીફ આપી છે પણ શું કરૂં ? હું મારી ચિંતાઓના સબબે લાચાર છું"

"ઓહ નો માય લોર્ડ" હસતા ચહેરે શેકહેન્ડ કરી પોતાની પાસેની કુરસી ઉપર બેસાડતાં જનરલ કેનાવાએ કહયું "આપ ખુશીની સાથે પધારો, આપનો દરેક હુકમ બજાવી લાવવા માટે સેવક દર વખતે તઇ-યાર છે. માત્ર આવડી મોટી રાતે આપે તકલીફ લીધી તે માટે મેં કહયું છે કદાચ આપે ચીઠી મોકલી દીધી હોત તો હું પોતે હાજર થઇ જાત......વારૂ હવે ફરમાવો આપની પુત્રીનો કાંઇ પતો લાગ્યો ?"

"ના હજુ સુધી કાંઇ પણ બાતમી મળી નથી"

"મોકલેલા જાસુસો પણ પાછા આવ્યા નથી નહી તો તેમની મારફતે કાંઇ ખબર મળતી"

"હું પણ તેમનીજ વાટ જોવામાં દીવસો ગુજારી રહયો છું નહી તો મને અહીં લગારે સારૂં લાગતું નથી, રાતને દીવસ બેચેનીમાં પસાર થાય છે"

"બેશક બેચેનીમાં પસાર થતાં હશે" જનરલ કેનાવા ડયુક કાર-નીવાયલના દુઃખમાં ભાગ લેતાં બોલ્યો "અવલાદનું દુઃખ કાંઇ જેવું તેવું નથી તેમાં પણ મીલાના જેવી વહાલી અવલાદની જુદાઇતો જીગર

જખમી કરી નાંખવાને પુરતી છે કેમકે આખી જીંદગીમાં એક મીની ટના માટે પણ આપે તેણીને પોતાની નજરો સામેથી કદી જુદી કરી નથી."

"અરે જુદી તો કેવી રીતે કરું?" કારનીવાયલે રડતા સાદે જવાબ આપ્યો "એ મારી જીંદગીનો આધાર હતી એને જોઇને હું જીવતો હતો હાય, મને શી ખબર કે ત્રીપોલી પહોંચીને મને આ ન ખમાં શકાય તેવો સદમો ઉઠાવવો પડશે. અગર જો અહીં આવીને આવું દુઃખ ઉઠાવવું પડશે એવી ખબર હોત તો હું ત્રીપોલીમાં આવવાનું કદી નામ પણ લેત નહી."

"હું આપની દીલગીરીમાં અંતઃકરણ પુર્વક ભાગ લઉ છું. આપ લગાર ધીરજ ધરો, ખુદા ચાહશે તો મીલાના સહી સલામત મળી આવશે"

"તેણી જીવતી છે એટલીજ મને ખબર તો મળી જાય હું ધીરજ ધરીને બેસું અને તેને મેળવવાની જીવતોડ કોશીશ કરું પરંતુ ચાલુ સ્થીતી એવી છે કે તેની લગાર ખબર મળતી નથી તેણી જીવતી છે કે સમુદ્રમાં ડુબીને મરી ગઇ અથવા અરબોના હાથમાં કેદ પકડાઇ છે તેની બાતમી મળે તો કાંઇક ધીરજ વળે નહી તો ધીરજ મળવી મુશકેલ છે."

"માય લાડ! તેણી સમુદ્રમાં ડુબીને મર્ણ પામી છે એ વાત હું કદી પણ માની શકતો નથી કેમકે જો તેણી ડુબી ગઇ હોત તો બીજા હોડીવાળાઓની લાશોની પેઠે મીલાના અથવા તેની દાસી કેટેરનાની એમાંથી એકની તો જરૂર લાશ હાથ આવતી પરંતુ બન્નેમાંથી એકનીએ લાશ હાથ આવી નથી. તેથી તેણી જીવતી છે અલબતાં હુમલો કરનારા અરબો તેણીને પકડીને લઇ ગયા હોય તો તેમાં કાંઇ અજબ થવા જેવું નથી કેમકે સમુદ્રથી ઘણા છેટા ઉપર પેલા ચારે ઇટાલીયન સીપાહીઓની લાશોની પાસેથી કેટેરનાની ટોપી મળી આવી છે જે સીપાહીઓ તેજ રાતે દુશમનોના હાથથી માર્યા ગયા છે કદાચ એમ પણ હોય કે જે અરબો મીલાના અને કેટેરનાને પકડીને લઇ જતા હોય તેમનીજ સાથે એ ચારે સીપાહીઓને લડાઇ થઇ હોય અને તેમાં તેઓ માર્યા ગયા હોય?"

જનરલની વાતનો ડ્યુકે જવાબ આપ્યો નહોતો કે એટલામાં એક લશ્કરી અરદલીએ અંદર આવી જનરલને કહ્યું.

"મેજર બ્રેડો બહાર ઉભા છે અને અંદર આવવાની રજા માંગે છે"

"આવવા દો" જનરલે જવાબ આપવાથી અરદલી બહાર ગયો એટલે ડ્યુકે પુછ્યું.

"ખેરીયત તો છે ને? અર્ધી રાતે મેજર કેમ આવ્યા હશે?"

"જરૂરી કામ વિના અત્યારે શા માટે આવે? જે હશે તે હમણાં જણાઇ આવશે."

જનરલે આ વાક્ય પુરૂં જ કર્યું હતું કે મેજર બ્રેડો તંબુમાં દાખલ થયો અને લશકરી સલામ કર્યા તે બાદ જનરલના ઇશારાથી ફુરસી ઉપર બેઠક લેતાં મેજરે કહ્યું.

"હું અત્યારે એક જરૂરી કામ માટે આવ્યો છું ઇબ્રાહીમ અસીરે હાલને હાલ એ અગત્યની ખબર આપને પહોંચાડવાની તાકીદ કરેલી હોવાથી મે અત્યારે અર્ધી રાતે આપને તસ્દી આપી છે"

"મને કાંઇ તકલીફ થઇ નથી પણ તેણે કઇ ખબર મોકલી છે તે જલદી કહો."

"ઇબ્રાહીમનો નજીકનો સગો અને આપનો બાહોશ જાસુસ જમીલ અસીરી પણ કેદ થઇ ગયો"

"અરે આ શું? જનરલ અજાયબી અને અફસોસથી પોકારી ઉઠયો. "અફસોસ! પણ ખેર જ્યાં બીજા પકડાયા ત્યાં આ એક વધુ"

"અને તેને ઇબ્રાહીમના દીકરા સાલેહે કેદ પકડી લીધો"

"હું તો પહેલાંથીજ કહેતો હતો કે સાલેક કાબુમાં આવનાર માણસ નથી અને તેટલાજ માટે તેની સાથે પત્ર વ્યવહાર કરવા સારૂ તેને મનાઈ કરી હતી તથા જમીલને પત્ર લઈને મોકલવા માટે તો ખાસ કરીને ના કહ્યું હતું પણ તેણે માન્યું નહી અને તેજ થયું કે જેની હું બીક રાખતો હતો......વારૂ એતો કહો કે આ ખબર કેવી રીતે મળી ?"

"બની અસીરનો બીજો જાસુસ આસિમ આજે સાંજે પાછો આવ્યો છે તે ત્યાંની સઘળી હકીકતનું વર્ણન કરતાં કહે છે કે તુરકો બહુ મોટી લડાયક હીલચાલની તઈયારીમાં ગુંથાયા છે પણ તેઓ આ બધી તઈયારીઓ શા માટે કરી રહયા છે તેનું કાંઇ કારણ જણાયું નથી. તોએ તેની ધારણા એવી છે કે તેઓ ત્રીપોલી ઉપર કોઇ ભયંકર હુમલો કરનાર છે એટલા માટે જલદીથી બંદોબસ્ત કરવા સારૂ ઇબ્રાહીમ અસીરે મને આપની પાસે મોકલ્યો છે."

"તે પોતે કેમ ન આવ્યો ?"

"તે જાસુસે તેને ખબર આપી છે કે એક અજાણ્યો માણસ આજે ત્રીપોલીના ગરબી મેહેલ્લામાં દાખલ થયો છે જે ગીરવાનની તરફથી આવેલો છે અને તુરકીઓનો જાસુસ જણાય છે. વળી પોતે ઇબ્રાહીમને પણ ખબર મળી છે કે આજે રાતે ગરબી મહેલ્લાના અરબ રહેવાસીઓ એક છુપી સભા ભરનાર છે તેથી તેણે પોતે તો તે મહેલ્લા તરફ સભાની બાતમી મેળવવા માટે જવું મુનાસબ જાણ્યું નહીં પણ આ જરૂરી ખબર આપને પહોંચાડવા માટે મને અહીં મોકલી દીધો"

"છટ નોનસન્સ" જનરલે બે પરવાઇથી કહ્યું. "તુરકો બિચારા શું હુમલો કરશે ? તેઓ તો બે બે ત્રણ ત્રણસોની ટોળીઓ બની રાતે ધાડ પાડવાનુંજ સમજે છે. તેઓમાં શકિતજ કયાં છે કે મુકાબલામાં નીકળે. આજ સુધી તેઓ મુકાબલામાં નીકળીને લડયા છે ! ના, કોઇ દીવસ પણ નહી ફરી આસિમને મળેલી ખબર તદન જુઠ હોવી જોઇએ તેણે ત્યાંની કેટલીક ઉપલક હાલત જોઈને આવા હવાઈ કિલ્લા બાંધ્યા હશે."

"કદાચ એમ પણ હોય" મેજર બોલ્યો "પરંતુ સાવચેતીના માટે બંદોબસ્ત કરી રાખવામાં આવે તો શું હરકત છે ?"

" ના કાંઇ હરકત નથી " જનરલે કહ્યું " દક્ષિણ બાજુની લાઇન મજબુત કરવા માટે તથા આગળની ચોકીઓ ઉપર બરસાગેલેરી રીજમેન્ટોની નીમણુંક કરી પહેલાં કરતાં વધુ હુશીયાર રહેવા સારૂ સવારમાંજ બધા અમલદારોને ઓરડર આપી દઇશ "

" પરંતુ જનરલ સાહેબ " મેજર તથા જનરલની વાતચીત ધ્યાન પુર્વક સાંભળ્યા બાદ ડયુક કારનીવાયલે કહ્યું. " એક અજાણ્યા માણસનું શહેરમાં આવવું અને છુપી સભા થવી એ લગાર ચિંતાથી ભરેલી વાતો છે. "

" અજાણ્યા માણસો તો દરરોજ શહેરમાં આવતા રહે છે તેથી તેમને રોકી દેવામાં આવે એવો બંદોબસ્ત તો બિલકુલ થઇ શકતો નથી અલબતાં છુપી સભા ભરવાની હીલચાલ કાંઇ અર્થ સુચક છે પણ ઇબ્રાહીમ તપાસ કરશે અને જો કદાચ નુકસાન કર્તા હશે તો તેનીજ સલાહથી તરતજ બંદોબસ્ત કરવામાં આવશે. "

મેજર બ્રેડો ! તમારા બીજા જાસુસોની કાંઇ ખબર મળી કે ! તેઓ કયાર સુધી પાછા ફરશે ? "

" મેજર બ્રેડો ડયુક કારનીવાયલના સવાલનો જવાબ આપવા ચાહતોજ હતો કે જનરલે કહ્યું.

" હા મેજર ! કાંઇ તેમની હાલતની પણ ખબર પડી કે ? તેઓએ બહુજ વાર લગાડી. કવાંક તેઓ પણ કેદ તો નથી થઇ ગયા ! "

" કેદ થતાં શું વાર લાગે છે. તુરકો આ મામલામાં મોટા બાહોશ છે તેથી કદાચ પકડી પણ લીધા હોય ? " મેજરે આટલું કહ્યા બાદ ડયુકને કહ્યું " મેં આપની દીકરીના માટે એક ખબર સાંભળી છે પણ તે કેટલે દરજે સાચી છે તે હું કાંઇ કહી શકતો નથી તો પણ તે કહેનાર માણસ ભરૂસાવાળો છે ફરી તો ખુદા જાણે "

" તે ખબર શું છે જલદી કહો "

" ખુદા કરેને આ વાત જુઠી હોય " મેજરે બનાવટી ઢબથી કહ્યું " નેર એવો માણસ તો નથી. "

" શું ? શું ? તેણે કાંઇ બદમાશી કરી છે ! "

" એનાજ પાપી કૃત્યો માટે સાંભળ્યું છે "

" કયા પાપી કૃત્યો ? " ડયુક ગભરાઇને બોલ્યો " લગાર ખુલાસાથી કહો "

" મીલાના નેરની ભોગ થઈ પડી છે "

" હાય ! " હાયકારો નાંખતાં ડયુકે કહ્યું " તેઓ બંને તો બીજાને ભારે ચાહતા હતા તેમાં આ શું થયું ? "

" આ બધું ચાહવાનુંજ પરિણામ આવેલું છે. "

" આ વાતથી મને ભારે બેચેની થઇ છે માટે લગાર વિસ્તારથી કહો "

" આપ ફલાગસને ઓળખો છો ? "

" હા, હું તેને સારી પેઠે પીછાણું છું. "

" અને તે તેજ રાતથી ગુમ થએલો છે એની પણ આપને ખબર મળી છે ? "

" હા, મને ખબર છે "

" પણ જાણ્યામાં મીલાના ફલાગસને ચાહતી હતી એ વાતથી આપ કદાચ અંજાણ છો ? "

" હા હું અંજાણ છું પરંતુ આપ કહો છો તો ખરી વાત હશે "

" હું કહું છું તે બિલકુલ સાચુંજ છે " ઠાવકુ મોઢું રાખીને મેજર બોલ્યો. " મીલાનાને નેરૂ તથા ફલાગસ બંને જણા ચાહતા હોવાથી તેઓ બંનેમાં ભારે દુશમની જન્મ પામી હતી વળી અત્રે લડાઇમાં તેઓએ દેશભક્તિના સબબે કાંઇ ભાગ લીધો નહોતો પરંતુ માત્ર મીલાનાને માટેજ વોલન્ટીયર બનીને આવ્યા હતા "

" કદાચ એમ પણ હોય " ડયુકે ધીરજ ખોઇ દેતાં પુછ્યું " ફરી શું થયું ? "

" જે સાંજે મીલાના ગુમ થઇ છે તેજ સાંજે સમુદ્રની સહેલગાહે જવા સારૂ બંનેમાં તકરાર થઇ હતી " મેજરે લગાર અચકાતાં કહ્યું " મને તકરારની ખુલાસાવાર હકીકત માલમ પડી નથી અને તકરાર કેમ થઇ અને તેનું કારણ શું થયું તેમજ હોડીમાં કોણ કોણ ગયું તેની પણ ખબર નથી. પરંતુ તેજ તકરારના પરિણામે જોરાવર હરીફ નબળા હરીફનો ભોગ થઇ પડયો એ હું સારી પેઠે જાણું છું "

" એટલે ? " ડયુકે સાદાઇથી પુછ્યું " જોરાવર કોણ અને નબળો કોણ ? "

" જે જીવતો રહયો તે જોરાવર અને જે ગુમ થયો તે નબળો ? "

" તમે કહો છો તેને જોતાં તો નેરૂ અને ફલાગસ વચ્ચે તકરાર થઇ હતી પણ મીલાનાએ તેમનું શું બગાડયું હતું ? "

" કદાચ એમ પણ હોય કે તે વખતે મીલાનાએ ફલાગસની તરફેણ કરી હોય. "

" તો શું નેરૂએ બધા જણાને સમુદ્રમાં ડુબાવી દીધા ? "

" એ સબંધમાં હું કાંઇ કહી શકતો નથી " મેજરે કાનો ઉપર હાથ મુકતા કહ્યું " તેણે સમુદ્રમાં ડુબાવ્યા કે બીજી કોઇ જગ્યાએ એ કાંઇ ચોકસ કહેવાય નહી પણ તેમની સાથે એવો વર્તાવ કર્યો છે કે અત્યાર સુધી તેઓ ગુમ છે "

" પણ આ બધી હકીકત આપને કોણે કહી "

" નેરના ખાસ જીવજાન મિત્ર ડેવમેડ અને ડેવમેડને ખાસ નેરએ કહી હતી. "

આ સાંભળી ડયુકના ગુસ્સાનો કાંઇ પાર રહ્યો નહીં તેનો ચહેરો લાલચોળ થઇ ગયો હતો એટલે આંખોમાંથી ગુસ્સાની જવાળા કાઢતાં બોલ્યો

" ઓ અભાગ્યા નેર ! શું તું આવો કરપીણ છે ? શું તું આવો ઘાતકી છે ? તને નિરાધાર અબળા જાતી ઉપર પણ દયા ન આવી અરે તેના ઉપર દયા ન આવી તો ન આવી પણ તે મારા કોપનો પણ વિચાર ન કર્યો. ઓ બદમાશ ! તેં ઘણુંજ ઘાતકી કૃત્ય કર્યું છે...... તારૂં આ કૃત્ય કદી પણ માફ નહીં થઇ શકે તેવું છે ? ઓ પાપી તેં પોતે આ પાપી કૃત્ય કરી મને તદન બનાવટી ખબર આપવાની હીમ્મત કરી ? ફીટકાર છે ધીકાર છે...... "

" માય લોર્ડ ! લગાર ધીરજ ધરો " જનરલ કેનાવાએ ડયુકને શાન્ત પાડતાં કહયું. " જો આ કામ નેરનો હશે તો હું તેને સખતમાં સખત સજા કરીશ "

આટલું બોલ્યા બાદ જનરલે એકાદ મીનીટ સુધી કાંઇ વિચાર કરીને મેજરને પુછયું.

" વારૂ વિગતવાર હકીકત કેવી રીતે માલમ પડશે ? "

" ડેવમેડ અને કેપટન ઓગસ્ટનને પુછવાથી જણાઇ આવશે, ઓગસ્ટને ડેવમેડની વાતોને ટેકો આપ્યો છે. "

" શું ઓગસ્ટનને પણ આ વાતની ખબર છે ? "

" જી, હા, તે પણ ડેવમેડની વાતને પુરા ભારની સાથે ટેકો આપે છે "

" ત્યારે તો આ વાત સાચીજ હશે ? "

" જી હા. સાચીજ છે " મેજર ખાત્રી આપતાં બોલ્યો " વાતમાં જો કે દર્શનિક પુરાવો મળી શકતો નથી તો પણ મને તો આ વાતમાં લગારે જુઠ હોય તેમ જણાતું નથી- પુરાવો ન રહે તેટલા માટે તેણે ચાલાકી કરીને બન્ને હોડીવાળા તથા કેટેરનાને સમુદ્રમાં હડસેલી દઇ હમેશના માટે ચુપ કરી દીધા છે "

" પણ તમોએ આ વાત કયારે સાંભળી ? " જનરલે પુછ્યું.

" આજેજ સાંભળી છે "

" ફરી એના સબંધમાં કાંઇ વધુ તપાસ કરી ? "

" જી નહીં મને અત્યાર સુધી ફુરસદ મળી નથી તેમજ આપના તરફથી તપાસ કરવાનો હુકમ પણ મળ્યો નહોતો. "

" ઠીક ત્યારે અબ ઘડી લશકરી પોલીસના ઉપર હુકમ કાઢવામાં આવે કે તેઓ નેરને પોતાના કબજામાં લઇ બહુજ જલદી તપાસ શરૂ કરે, અને આ વાતની પુરેપુરી બાતમી મેળવી રીપોર્ટ મોકલે. "

" મી. બ્રેડો ! આ સબંધમાં જેમ બને તેમ જલદી કોશીશ શરૂ કરજો " ડયુક આંખના આંસુ રૂમાલથી લુછતાં બોલ્યો " ઓછા ઓછું તે દુર્ભાગીની બાતમી મેળવવા માટે તો કાંઇ કરવું જોઇએ "

" આપ ધીરજ રાખો " છાતી ઉપર હાથ મુકી ખાત્રી અપાવતાં મેજર બોલ્યો " હું ખરા અંતઃકરણ પુર્વક આપના હુકમને બજાવી લાવીશ અને આપને એને લગતી બધી હકીકત પુરી પાડીશ "

" થેંકયુ ! "

આ વાતચીત પછી ત્રણે જણા દિલગીર ચહેરે જુદા પડયા.



# પ્રકરણ ૫૭ મું.

## ન્હાસવાની તૈયારી.

" શું જમીલ ! સુઇ ગયા ? "

" જી નહી, કોણ ? નસીર ! "

" હા હુંજ છું "

" અરેરે અંધારાના સબબે દેખાતું પણ નથી " ધીમા સાદે નસીરના શરીર ઉપર હાથ ફેરવતાં જમીલે કહયું " મેહમાન ખાનાની બહાર સારી પેઠે રોશની રાખવામાં આવી છે પણ ખાસ કરીને મેહમાનખાનામાં આવું અંધારૂ ઘોર રાખવામાં તુરકોનો શો હેતુ હશે ! "

" હવે આ વાતોને બાજુએ મુકો " જમીલની પાસે બેસી જઇ ઘણાજ ધીમા સાદે નસીરે કહયું " કહો હવે તમે તઇયાર છોને ! વખત આવી પુગ્યો છે. "

" હું તો બિલકુલ તઇયાર છું પણ હજુ ઠેરવેલો વખત થયો નથી "

" હવે તેમાં વારજ કેટલી છે ? હમણા અઢી વાગ્યા હશે અને આપણી વચ્ચે ત્રણ વાગ્યાનો વાયદો થએલો છે ! "

" હા, એમજ છે પણ જાફર આવી જાય તો ચાલીએ "

" તે હજુ સુધી કેમ નહીં આવ્યો હોય ? "

" કદાચ સુઇ ગયો હશે ? "

" નારે, પોતાની પથારી ઉપર તો નથી, હું હમણાંજ તેને જોઇને આવ્યો છું "

જાણ્યામાં તે પહેરા વાળાને જોવા તથા વાયદા પ્રમાણે રસ્તાનો બંદોબસ્ત કરવા માટે ગયો હશે. "

" પહેરાવાળાને હું જોઇ આવ્યો, પરંતુ તેનો ત્યાં પતો નથી "

" ફરી નસીર ! તે કયાં ગયો હશે ? "

" જાણ્યામાં રસ્તાની તરફ ગયો હોય "

" વારૂ ! પહેરાવાળાના શા હાલ છે "

" બધા પહેરગીરો જાગે છે અને બહાર રોશની પણ ઝગઝગીત છે "

" ફરી ? "

" ફરી શું ? જાહેર આવે તો બંદોબસ્ત કરીએ "

" ઠીક, પણ તમે ફ્લાગસની પાસે ગયા હતા ? શું તે તઇયાર છે ? "

" તે તો આવવાને સાફ ના પાડે છે "

" એનું કાંઇ કારણ ? શું તે આ સંકટમાંથી છુટવા નથી ચાહતો ? "

" જાણ્યામાં ઇટાલીયન કેમ્પમાં કોઇ ગુનોહ કરીને આવ્યો છે તેથી તે અહીંથી ઇટાલીયન કેમ્પમાં જવાને સાફ નાં પાડે છે "

" બીકણ લાગે છે " જમીલે ફ્લાગસની તરફ અણગમો જાહેર કરતાં નસીરને કહયું. " નહાસવાની કોશીશ કરતાં પકડાઇ જાય એ બીકના બીધે ના પાડતો હશે ? "

" મેં તેને સારી પેઠે સમજાવ્યો અને હીંમત રાખવાને માટે ઘણું કહયું પણ તે કેમે કરીને રાજી થતો નથી "

" જવાદો બદમાશને, અહીંજ મરવાદો, એવા બીકણના સબબે રખેને આપણે સપડાઇ જઇએ......કદાચ તે ઇટાલીઅન બાળા હોત તો આપણે તેને જરૂર સાથે લઇ જતા. "

" કોને, ફેરેરનાને ? કોણ જાણે નદીમ આફંદીએ સવારમાં તેણીને ક્યાં મોકલી દીધી "

" ઘણીજ સુંદરબાળા છે ? "

" એ કોણ છે તે તમે જાણો છો ! "

" માત્ર એટલુંજ જાણું છું કે ઇટાલીયન સરદારોમાંના એકાદ સરદારની દાસી હતી એ સિવાય બીજું કાંઇ જાણતો નથી. અલબતાં જો તેણી આપણી સાથે હોત તો વધુ હાલતની બાતમી મળતી "

" સાથે લઇ ચાલવાનું પણ ઠીક કહયું ? "

" કેમ ભલા કાંઇ હરકત છે ! "

" ભલા માણસ ! આવા સમયે કોઇ સમજુ માણસ સ્ત્રી જાતીને સાથે લઇજાય છે કે આપણે લઇ જતા, કોણ જાણે કેવાં કેવા સંકટોમાંથી આપણે પસાર થઇશું. તે બિચારી આપણો સાથ કેવી રીતે આપી શકતી ! એ ઉપરાંત તેણીના સાથે હોવાથી આપણે તરતજ ઓળખાઇ જતા અને રસ્તામાં કોઇ અરબ જોતો તો તરતજ પકડી લેતો "

" ચાલો હવે રહેવાદો, તે બિચારી છેજ ક્યાં ? અગર સાથે હોત તો જોઇ લેતા "

નસીર અને જમીલ વચ્ચે ઘણીવાર સુધી આવીજ વાતો થતી રહી. જ્યારે ત્રણના બદલામાં સવા ત્રણ વાગી ગયા અને તે વખત સુધી બાહર

ન આવ્યો તો તેઓ કાંઇક ગભરાયલાં લાગ્યા. થોડીવાર પછી નસીરે જમીલને કહ્યું.

" જાફર તો અત્યાર સુધી આવ્યો નહી માટે કહો હવે શો વિચાર છે ? "

" હું શું કહું તમો જે મત આપો તે પ્રમાણે કરૂં ? "

" મારા ધારવા પ્રમાણે હવે એની વાટ જોવી નકામી છે "

" એ તમે જાણો જે મુનાસબ લાગે તે કરો "

" મારો ઇરાદો તો એજ છે કે અત્યારે મળેલી તકને ગુમાવવી ન જોઇએ. "

" જો એવીજ ઇચ્છા છે તો ચાલો હું તમારી સાથે છું જાફરને કીસમતના આધારે મુકો એના નસીબમાં છુટકારો મેળવવાનું હશે તો આવી જશે નહીં તો જે થશે તે ભોગવી લેશે, "

" બસ એજ મુનાસબ છે કે તેની વાટ ન જોતાં ચાલવું જોઇએ જે માણસને પોતાની ચિંતા ન હોય તેની બીજા લોકો શું મદદ કરી શકે છે ? આપણે મુકરર કરેલા વખતે અહીંથી જનાર છીએ તેની તેને ખબર આપી દીધી હતી તેમજ એક મીનીટ પણ નકામો ન ગુમાવવો બલકે બે ચાર મીનીટ પહેલાજ પહોંચી જવાનું કહયું હતું છતાં પણ તે આવ્યો નહી તો ફરી તેને પડતો મુકીને ચાલો, કોણ જાણે કયાં અલોપ થઇ ગયો છે તેની પથારી ઉપર પણ નથી. "

" ન હોય તો હવે તેનું નામ મુકો અને ખુદાનું નામ લઇને ચાલો "

આટલી વાતચીત પછી ઇટાલીયન કેમ્પના આ બંને જાસુસો જેઓ તુરકી કેદમાં સપડાયા હતા તેઓ ત્યાંથી ધીમે ધીમે આગળ વધ્યા અને ફરી એકવાર વધુ જાફરને જોવા માટે તેની પથારી ઉપર ગયા પરંતુ જ્યારે તેઓએ તેની પથારી તપાસી તો તે બિલકુલ સુની હતી અને તેનું કયાંએ

ઠેકાણું નહોતું છેવટે તેઓ તેની મુલાકાતથી નિરાશ બની આગળ વધ્યાં અને ઘણીજ સંભાળથી ધીમે ધીમે ચાલતાં ચાલતાં તંબુની પછવાડે પહોંચ્યા અહીં આવીને તેઓએ પોતાને સલામતીની જગ્યાએ જોયા પણ સામેની રોશનોના પ્રકાશમાં તેમના સફેદ લુગડા જોઇને પહેરાવાળાઓ પારખી ન લે તેટલા માટે તેઓએ પોતાના શરીર ઉપરના લુગડા ઉતારી નાંખીને તેની ગાંસડી બાંધી લીધી અને. માત્ર એક લંગોટી રહેવા દીધી તે બાદ નસીરે બોંય ઉપર હાથ ફેરવીને એક તેજ ધારવાળી વસ્તુ ખોળી કાઢી અને તેને પોતાની ગાંસડીમાં બાંધી લેતાં ધીમા સાદે જમીલને કહ્યું.

" હવે તમે મારી પાછળ ચાલ્યા આવો હું અહીંની બધી જગ્યાઓને પારખી ચુકયો છું માટે મારી સાથે એક શબ્દ પણ ન બોલતા પાછળ પાછળ આવો "

નસીરના આ બોલવાનો જવાબ ઘણાજ ધીમા સાદે ' બહુ સારૂ ' આપી નસીરની પાછળ ચાલવા લાગ્યો થોડીવાર સુધી તો આ બંને જણા રાવટીઓની જડમાં હાથ ટેકી અને ઘુંટણ મંડીએ પડી કુતરાની ચાલે ચાલતા રહયા અને જયારે ચાલતાં ચાલતાં રાવટીઓની છેવટની હાર આગળ પહોંચ્યા ત્યારે નસીરે રાવટીમાં કંણુ કરી આમ તેમ નજર નાંખી અને જયારે તેણે સામે એક બુલંદ ડુંગર જોયો ત્યારે એક લાંબો શ્વાસ લઇને બોલ્યો.

" ડુંગરના ઉપર જે પહેરો ભરે છે તે તો બિલકુલ ઉંઘી ગયો છે તેમજ તે અહીંથી દુર છે પણ લગાર તમે અહીંજ ઉભા રહો હું આગલા બાજુના પહેરાવાળાની હાલત જોઇ આવું કેમકે આપણને આ પહેરાવાળાઓની વચ્ચેથી પસાર થવાનું છે આ ડુંગર અમોને પોતાની ઓથમાં છુપાવી લેશે "

જમીલ ત્યાંજ ઉભો થઇ ગયો એટલે નસીર પ્રથમની પેઠેજ તેજ ચાલે ધીમે ધીમે આગળ વધ્યો અને પાંચ મીનીટ સુધી આમતેમ જોઇને પાછો આવ્યો તે બાદ જમીલને કહેવા લાગ્યો.

" દોસ્ત જમીલ ! આ તક તો ઘણીજ ઉત્તમ મળી છે અને પહેર

રાવાળો પણ ઉંઘે છે માટે જો આપણે લગાર હુશીયારીથી કામ લઇએ તો ઘણીજ આસાનીથી બહાર નીકળી શકીએ છીએ "

" તો ફરી એમાં વિચાર શું કરો છો ચાલો જલદી કરો "

તરતજ નસીરે પોતાની ગાંસડીમાંથી તે તેજ ધારવાળી વસ્તુ કાઢી અને તેની નોકથી રાવટીના કાણુંને મોટો કર્યો અને તે બાદ પાંચ છ મીનીટની કોશીશથી એક માણસ બહાર નીકળી શકે એટલું બાકોરૂં પાડયું આવી રીતે રાવટીને ફાડી તેણે બીજીવાર પહેરાવાળાને જોયો જે પ્રથમની પેઠેજ ઉંઘતો હતો તે બાદ બીજા પહેરાવાળા ઉપર નજર નાંખી તો તેને પણ પહેલાના જેવોજ જોયો એટલે જમીલને બહાર નીકળવાનું કહી પોતાની ગાંસડી તેને આપી પોતે બહાર નીકળી ગયો બહાર આવ્યા બાદ તેણે પ્રથમ પોતાની અને ફરી જમીલની ગાંસડી લીધી તે બાદ જમીલ બહાર નીકળ્યો બંને જણાં બહાર નીકળ્યા બાદ ધીમે ધીમે કુતરાની ચાલે ડુંગરની તલેટી પસાર કરી ચુકયા ત્યારે તેઓએ બીજો એવોજ ડુંગર જોયો અને તેની પાસે એક નાનકડી ગળી નજરે પડી. પહેરાવાળા લગાર દુર થઇ ગએલા હોવાથી બંને જણાં હીમ્મત કરી તે ગલીમાં પેઠા અને જલદી જલદી ચાલવા લાગ્યા ગલીમાં ચોમેર અંધારૂં હોવાથી ઠોકરો ખાતાં ગળીમાંથી બહાર નીકળ્યા અને જોયું તો સામે એક ઉંચો ડુંગર જણાઓ તેઓ અહીંના રસ્તાઓથી બીલકુલ અજાણ્યા હોવાથી ભારે સાવચેતીથી આગળ વધી રહયા હતા એટલામાં તેઓએ તેજ ડુંગરની તલેટીમાં પહેલાના જેવી એક સાંકડી ગળી જોઇ આ રસ્તો કયાં જાય છે અને અમે કયાં જઇએ છીએ એ વિચારથી તેઓ ચિંતાતુર બની જતા હતા તુરકીઓના પહેરાવાળા અને મહેમાનખાનું કાંઇ વધારે દુર ન હોવાથી તેઓ આ જગ્યાએથી બહુજ જલદી પસાર થવા ચાહતા હતા તેથી માત્ર ટુંક વિચાર કરીને હીમ્મત બાંધી બંને જણાં આગળ વધ્યા હજુ તેઓ ભાગ્યેજ વીસ પચીસ ડગલાં આગળ વધ્યા હશે કે સામેથી કોઇ માણસે મોટા સાદે પોકાર કર્યો.

" કોણ આવે છે ? "

આ સાદ સાંભળતાંજ બંનેના હોશ ઉડી ગયા તેઓએ કાંઇપણ જવાબ આપવાના બદલામાં ચુપકીદી ધારણ કરીને ત્યાંજ દબાઇ રહેવું

મુનાસબ જાણ્યું પણ પોકારનારો તેમની ચુપકીદી ઉપર શાન્ત ન રહેતાં વધુ જોરથી "કોણ છે? કેમ બોલતા નથી?" કહી આગળ વધતો ગયો અને જેમ જેમ તે પાસે આવતો ગયો તેમ તેમ તે બંનેના હોશ ઉડતા ગયા, તે બંને બીકના સબબે બુમ પાડીને બેહોશ થવાની તઇયારીમાં હતા કે પોકારનારો તેમની પાસે આવી પહોંચ્યો અને અંજાયબ બની બોલ્યો.

"નસીર! નસીર! મારી વાતનો જવાબ કેમ આપતા નથી?"

જ્યારે બંનેના કાનમાં આ સાદ પડયો ત્યારે સાદને ઓળખી બંને જણાં લગાર હોશમાં આવ્યા અને પોકારનારને ઓળખી લઇ બોલ્યા.

"અરે જાફર! અહીં કયાં? અમે તો બીકના મારે અધમુવાજ થઇ ગયા હતા"

"બસ! આ હીમ્મત ઉપર ત્રીપોલી જવા ચાહો છો?" જાફર હસ્તા હસ્તા બોલ્યો "અહીં તો ડગલે ડગલે આવા ડરાવનારા મોજુદ છે એતો ઠીક થયું કે હું તમારો ભેદી હતો પણ બીજા બધા તમારા લોહીના તરસ્યા છે."

"તમે સાથે છો તો અમને લગારે પરવા નથી ઘણું કરીને સવાર થવા પહેલાં આપણે આપણી હદમાં પહોંચી જઇશું."

"પણ તમે લુગડા શામાટે ઉતારી નાંખ્યા?" જાફરે હસીને પુછ્યું "અત્યારે તમને જે કોઇ જુએ તે વગર અચકાયે ચોર અથવા જાસુસ સમજે તેટલા માટે શું લુગડા ઉતાર્યા છે?"

"મહેમાનખાનામાં સફેદ લુગડાના સબબે કોઇ નહાસી જતાં જોઇ ન લે તેટલા માટે અમે લુગડા ઉતાર્યા હતા પણ હવે બહાર નીકળી ચુક્યા છીએ તો પહેર્યા વિના છુટકો નથી"

"હા હવે પહેર્યા વિના નહીં ચાલે"

"પણ યાર જાફર ! તમે અહીં ક્યાંથી આવી પહોંચ્યા ? અમે તો તમારી ત્યાંજ વાટ જોતા હતા"

"ઠરાવેલા વખત પહેલાં મને બહાર નીકળવાની તક મળી હતી તેથી મેં તે તકને ગુમાવવાનું મુનાસબ ન જાણ્યું અને તમારા આદર સત્કાર કરવા માટે અહીં આવી પહોંચ્યો........પણ હવે વધુ વાતચીતને વખત નથી તમે લુગડા પહેરી લો અને મારી પાછળ પાછળ આવો એટલે સવાર પહેલાં આપણે આ હદમાંથી નીકળી જઇએ"

"જેવી ઇચ્છા"

આટલું બોલી ત્રણે જણા આગળ વધ્યા.

---

# પ્રકરણ ૫૮ મું

## ઈટાલીયન દાવાની દલીલ!

બનગાઝીની ઉત્તર બાજુએ આવેલા મેદાનમાં બેક બાશી અઝીઝ બે હજુતો પોતાના લશકર અને મુજાહેદીને ઇસલામની ટુકડીઓને દુશમનોના મુકાબલા માટે ગોઠવી રહયા હતા કે આફતાબે સમુદ્રની તલેટીમાંથી બુલંદ થઇ દુનિયાની સપાટી ઉપર પોતાના સોનેરી કીરણો ફેંકયા.

અઝીઝ બે એ આફતાબના ઉદય પહેલાં પોતાના લશકરની બધી ટુકડીઓને મુનાસબ જગ્યાઓએ ગોઠવી દીધી, હિલાલી ઝુંડાવાળી અને ખાકી પોશાક પહેરેલી પલટણો તથા "નસરૂન મિનલ્લાહો ફતહુન કરીબ" ના મુબારક વાવટાવાળી અને સફેદ પોશાકમાં સજ થએલાં મુજાહેદીને ઇસલામની ટોળીઓ "અલ્લાહો અકબર" ના નાઅરા બુલંદ કરતી દુશમનોની વાટ જોતી ઉભી, તે બધી પલટણો અને મુજાહેદોની ટોળીઓ કીનારા ઉપરના કિલ્લાઓ તથા મોરચાઓ ઉપર ગોઠવવામાં આવી. જયારે આવી રીતે લશકરનો પુરેપુરો બંદોબસ્ત થઇ ગયો ત્યારે બેકબાશી અઝીઝએ પોતાના પુરા સ્ટાફ કરનલ શુકરીબેક કરનલ નસી હતએ અને શેખ સાલમ હમીદીને સાથે લઇ પોતાના મહેલમાં ગયા અને ઉપરની અગાસીમાં સમુદ્રની હીલચાલ જોતાં બેઠાં. સમુદ્રમાં ચાલી રહેલી હીલચાલ જોવા માટે અત્યારે અગાસી ઉપર મોટી મોટી દુરબીનો અને બીજા જરૂરી સાયન્ટીરીક સામાનની સાથે ટેલીફોનનો બંદોબસ્ત પણ કરવામાં આવ્યો હતો જેનો સબંધ બધી દરીયાઇ ચોકીઓ તથા દીવા દાંડીઓથી જોડાએલો હતો અને બીજી બાજુએ બધી લશકરી છાવણીઓ તથા પહાડી મોરચાઓના ટેલીફોનથી સબંધ રાખવામાં આવ્યો હતો.

મેજર અઝીઝ બે તથા તેમના બીજા સાથીઓને મહેલની અગાસી ઉપર આવીને વાતચીત કરતાં પંદર મીનીટ પણ નહી થયા હોય કે ઓટી

દુરબીન આગળ બેસેલા એક લશકરી કપતાને દુરબીનમાં જોઇને કિનારાથી ઘણીજ દુર સમુદ્રમાં કેટલાક દરીયાઇ બારકસો દેખાવાની ખબર આપી અને તે સાથેજ પહેલી દરીયાઇ ચોકીના ટેલીફોને ટન ટન ટન વગાડી એલાર્મ શરૂ કર્યો એટલે એક માણસે દોડીને ટેલીફોનનું ભુંગળું કાનમાં રાખીને સાંભળ્યું તો ત્યાંથી પણ એવીજ ખબર મળતાં સંભળાયું કે

" ઇટાલીયન બારકસોએ કિનારા તરફ આવવાની હીલચાલ શરૂ કરી દીધી છે. "

" શું ત્યારે તે પહેલાં તેઓએ હીલચાલ કરી નહોતી? "

" કદાચ ઉંડા પાણીમાં થોડીવારના માટે રોકાઇ ગયા હોય ! અથવા પોતાની ચાલ ધીમી કરી દીધી હોય ! જો તેઓ પોતાની અસલ ચાલથી આવતા તો ક્યારનાએ આવી પહોંચ્યા હોત, ત્રીપોલીથી બાતમી લઇને આવેલા સ્વારોએ માત્ર બે કલાકની મુસાફરી ઉપર તેમને મુકયા હતા અને અત્યારે તે સવારોને આવ્યાને ચાર કલાક વીતી ચુકયા છે. "

" પણ રોકાવાનું કારણ ? "

" કદાચ તઇયારીના માટે રોકાયા હશે અહીં પહોંચતાંજ હુમલો... "

મેજરે આ વાકય પુરૂં કરયું નહોતું કે સઉથી મોટી દરીયાઇ ચોકીમાંથી બ્યુગલનો સાદ આવ્યો અને તે સાદ બંધ થતાંજ બાકીની સઘળી દરીયાઇ ચોકીઓ, કિનારા ઉપરના બધા કીલ્લાઓ, ટેકરાઓ, શહેરના દરવાજાઓ અને બન્ને બાજુના મેદાનવાળા લશકરે એક પછી એક બ્યુગલો બજાવી પોતે બીલકુલ તઇયાર હોવાની ખબર આપી. હજુ તો બ્યુગલોના મરત બનાવનાર સાદો બનગાઝીના ડુંગરોમાં ગાજી રહયા હતા કે ઉતરના મેદાન તરફથી " અલ્લાહો અકબર " નો દીલ હિલાવી નાખનાર સાદ બુલંદ થયો અને આ સાદ સંભળાતાંજ બાકીના બધા ઇસલામી લશકરે " અલ્લાહો અકબર " " અલ્લાહો અકબર " ના

જોશીલા સાદોએ બનગાઝીના ડુંગરો, મેદાનો અને સમુદ્રનો કીનારો ગજા-વી મુકયો.

દરીયાઇ ચોકીઓએ તઇયારીના બ્યુગલો બજાવવાનું જ્યારે મેજરે સાંભળ્યું અને ઇસલામી લશકરના જોશીલા પોકારો સાંભળ્યા ત્યારે તેઓ હસ્તા ચહેરે હાથમાં એક દુરબીન લઇમે સમુદ્રની તરફ જોવા લાગ્યા તે વખતે તેમની સાથે તેમના સ્ટાફના અમલદાર કરનલ શુકરી બેક, નસી-હતબે અને શેખ સાલમ હમીદી પણ હતા જેઓ પોતપોતાની દુરબીનો વડે સમુદ્રની હીલચાલ નીહાળી રહયા હતા.

આ ગાઝી પુરૂષોને દુરબીન વડે જોતાં ભાગ્યેજ પાંચ મીનીટ પસાર થયા હશે કે એ બેકબાશી મેજર અઝીઝબે પોતાના સાથીઓને સંબોધીને કહયું.

"જુઓ પેલું સઉથી પહેલુ બારકસ આવી રહયું છે તે દરીયાઇ કાફ-લાના ઝુંડાવાળું બારકસ જણાય છે."

"જાણયામાં એડમીરલ પણ એમાંજ હશે."

"બેશક એમાંજ હોવો જોઇએ"

"બધા મળીને કેટલા બારકસ હશે?"

"હજુ પુરી રીતે દેખાયા નથી"

"જુઓ ? પેલા રહયા" શુકરી બેકે નસીહતબેને દુરબીનમાં જોતાં જોતાં કહયું "મોટી ડરેડનોટ તો સાફ દેખાઇ રહી છે તેની બાજુમાં ત્રણ બારકસો છે અને બારકસો સરસામાનના વહાણોની વચ્ચે છે તથા એક બારકસ બરબાદ કરનારી નાશકારક લોન્ચોની પાછળ છે."

"નાશકારક લોન્ચો તો માત્ર ત્રણુજ દેખાય છે?" મેજરે પુછયું એટલે નસીહતબે દુરબીનની તરફ જોતાં બોલ્યા.

"હા, ત્રણુજ છે અને તેમની સાથે બે ટોરપીડો પણ છે"

" કાફલો તો બહુ મોટો છે ? "

" હા મોટો છે " મેજરે કહયું " એક કીનારાના શહેર ઉપર હુ-મલો કરવા માટે આ કાફલો બહુજ મોટો છે. "

" તો શું આ સરસામાનના વહાણોમાં લશકર હશે? "

" હા એમજ હોવું જોઇએ "

" આ બધા કાફલામાં કેટલી સંખ્યાનું લશકર હશે? '

" લગભગ અગ્યાર બાર બારકસો હોવાથી ઓછામાં ઓછું પાંચ છ હજાર માણસોનું લશકર હશે. "

" બસ " શેખ સાલેમે કહયું " આટલી સંખ્યાનું લશકર તો અ-મારા હીસાબમાં નથી. અરબ શુરવીરોની સંખ્યા પણ એટલીજ છે તેથી કાંઈ પરવા જેવું નથી. "

" પરવા શાની?" મેજરે શેખનેકહયું "અત્યારે જો કે બંનેનું લશકર બરાબર સંખ્યાનું છે પણ જો આપણું લશકર ઇટાલીયનોની સંખ્યાથી અર્ધું અથવા ત્રીજા ભાગનું હોત તો એ કાંઇ પરવાની વાત નહોતી! અમે તો ઇટાલીયનોને ચાંચડની પેઠે ચોળીને ફેંકી દેવાની હીમ્મત ધરાવીએ છીએ. "

" બેશક અમોને અમારી તલવાર ઉપર પુરતો ભરૂસો છે. "

આ વડા અમલદારો વચ્ચે આવીજ રીતે વાતચીત થતી રહી. વાત-ચીત દરમ્યાન મેજર લશકરના બંદોબસ્ત અને તેમને સુચનાઓ આપવાનું કામ પણ કરતા રહયા આવી રીતે લગભગ એક કલાક પસાર થઇ ગયો અને જયારે મેજર અઝીઝ બેક પોતાના અમલદારોને આપવા જોગ સુચ-નાઓ આપી રહયા તો ફરી તેઓએ સમુદ્રની હીલચાલ જોવા માંડી. હવે ઇટાલીયન કાફલો કીનારાથી પાંચ છ માઇલ ઉપર હતો અને દુરબીન વિના પણ દેખાતો હતો મેટલામાં ત્રકેથી તુર્કી દરીયાઇ ચોકીએ ટેલીફોન મારફતે આ પ્રમાણે સંદેશો મોકલ્યો.

" કાફલો ધીમો પડી ગયો છે અને એમ જણાય છે કે ઉંડા પાણીમાં લંગર નાંખવાના ઇરાદામાં છે "

આ સંદેશો સાંભળ્યા બાદ મેજરે દીલગીર સાદે પોતાના સાથીઓને કહયું.

" અફસોસ અમે સમુદ્ર કિનારાના શહેરો અને કિલ્લાઓના માલેક છીએ છતાં પણ દરીયાઇ લડાયક સર સામાન ધરાવતા નથી, સલતનત આ કમી પુરી કરવા લગારે ધ્યાન આપતી નથી. અગર અત્યારે અમારી પાસે પણ દરીયાઇ બારકસો હોત તો અમે અમારા દુશમનોને ઉંડા પાણીમાંજ આ બે ઇન્સાફી ભરેલા હુમલાનો સવાદ ચખાડતા અને કિનારાની પાસે સુરંગોનો એવો જાળ પાથરતા કે આ લોકો બનગાઝીનું મોઢું પણ જોઇ શકતા નહી "

" બેશક, ખરી વાત છે "

" જો દરીયાઇ બળ મજબુત હોત તો આજે આ લોકો ત્રીપોલીમાંજ કેવી રીતે દાખલ થતા ? "

" અરે આવી રીતે ચઢી આવવાની તેમની હીમ્મત ન ચાલતી..."

" જુઓ ! " એક સઉથી મોટી દુરબીનના જોનાર માણસે શેખની વાતને કાપતાં કહ્યું. " આગળના વાવટાવાળા બારકસથી એક સ્ટીમ લોન્ચ જુદી થઇ રહી છે અને તેના શઢ ઉપર સફેદ વાવટો પણ ઉરાડવામાંઆવ્યો છે. "

" જેવી રીતે ત્રીપોલીનો કબજો સોંપી દેવા માટે પ્રથમ સુલેહ અને અમનનો સંદેશો મોકલ્યો હતો તેવોજ સંદેશો બનગાઝીના માટે લઇને આ સ્ટીમ લોંચ આપણી તરફ આવતી હશે જો તેઓ એમ ન કરે અને આવતાં વેંતજ હુમલો શરૂ કરી દેતો ખ્રિસ્તી સુધારાના હિમાયતીઓ સુલેહના ભંગનો આરોપ મુકે, એટલા માટે આ ખાલી ડોળ કરવા સારૂ આવે છે "

" ઇટાલીયનો જેવી બીજી બેશરમ પ્રજા પણ ભાગ્યેજ હશે " મેજર

બોલ્યો. " ઇનસાફ અને કાનુનનો ભંગ તો પહેલાંથીજ કરી નાંખ્યો છે ફરી આવી રીતે ડોળ કરવાથી શો લાભ ? "

" ત્રીપોલીની પેઠે બનગાઝીને પણ ઇટાલી રાજ્યમાં શામેલ કરી લઇ તેને એક ઇનસાફી કામ જાહેર કરવું છે તે માટે તેઓ આ બધી તરકીબો કરે છે અગર જો તેઓ એમ ન કરે તો બીજા યુરોપીયન રાજ્યો તેમની સત્તાનો કેવી રીતે સ્વીકાર કરે ? "

" પરંતુ જ્યારે કતલે આમ ચાલશે ત્યારે તેમના અમનના કાનુનોનું શું થશે ? "

" તે વખતે બધા જુલમોથી ઇનકાર કરશે "

" શું દુનિયાની આંખોમાં ધુળ નાંખશે ? "

" હા પહેલાં પણ નાંખી હતી ને ? શું ત્રીપોલીમાં ખુનરેજી નથી થઇ ? શું માસુમ નિર્દોષ બાળકો તથા નિર અપરાધી અનાથ બાળ ઓ અને અબળાઓને જુલમી રીતે કતલ કરી નથી ? શુ પહેલાજ દીવસે અરબોના લોહીની નદીઓ નથી વહી ? ફરી શું કારણ છે કે ઇટાલીયન વર્તમાન પત્રોમાં આ બાબતોનું વર્ણન આવ્યું નથી અને ખબરો પહોંચાડનાર એજંટોએ આ ધોળે દીવસે થએલી ખુનરેજીના માટે એક શબ્દ સરખો પણ લખ્યો નથી ? "

" ખેર અહીં તો તેઓએ આ ખબરોને છુપાવવાની કોશીશ કરી છે પણ તેમને તદન જુઠ બોલતાં લગારે શરમ આવતી નથી ? શું તેમની આ ખબર પણ સાચી છે કે, ત્રીપોલીમાં તુરકોની પોઝીશન કમજોર છે ? તેઓ ટયુનસ અને અલજીરીયાની તરફ ન્હાસી ભાગમાં પડયા છે અને અરબો તેમના એવા કટટા શત્રુ થઇ ગયા છે કે તેમને ખોરાકીનો સામાન સરખો પણ આપતા નથી બલકે તેમને પોતાના કુવાઓમાં પાણી ભરવા દેતા નથી. મઆઝ અલ્લાહ ! જુઠની પણ કાંઇ હદ છે ? શું યુરોપીયન સુધારો આવોજ છે ? "

" આપે કહયું તેતો જાણે ઠીક છે " મજર બોલ્યા " પણ ઇટાલીયનોને આ ગપ મારતાં શરમ ન આવી કે ઇસ્લામબોલમાં કુસંપનો

પ્રસાર થઇ રહ્યો છે અને યુનીયન એન્ડ પ્રોગ્રસ કમીટીના મેમ્બરો તથા જુના વિચારવાળાઓ એક બીજાથી લડી મરીને દુશ્મનના મુકાબલા માટે નીકળતા નથી તેમજ તેમના કુસંપના પ્રતાપેજ અત્યાર સુધી પ્રધાન મંડળ પણ સ્થપાઇ શકાયું નથી ”

આવી રીતે આ ઇસલામી વીરલાઓ બંન્ને વાતચીત ચાલી રહી હતી અને તેઓ ઇટાલીયન કાફલાની હીલચાલ ઉપર પણ નજર રાખી રહયાં હતાં કે એટલામાં તે ઇટાલીયન સ્ટીમ લોંચ અમનનો સફેદ વાવટો ઉડાવતી બનગાઝીના કીનારે આવી પહોંચી, તુરકી અમલદારોએ આગળ વધીને સ્ટીમ લોંચમાંથી ઉતરનારા ઇટાલીયનોની ઇચ્છા જાણી તેમને તરતજ સહીસલામતીની સાથે પોતાના વડા અમલદાર બેકબાશી અઝીઝબેની પાસે લઇ આવ્યા, અઝીઝબેએ વિવેકથી હસતા મુખે ઇટાલીયનોને પોતાની કુરસીની પાસેની કુરસીઓ ઉપર બેસાડયા અને ફરી મહેરબાની ભર્યા સાદે પુછ્યું.

“આપ લોકોની તબીયત તો સારી છે?......ત્રીપોલીના સમુદ્રમાં દરીઆઇ મુસાફરી કોઇબી રીતે ત્રાસદાયક તો નીવડી નથી ને?”

“નહીં” એક ઇટાલીયને જવાબમાં કહયું. “આપની મહેરબાનીથી અમે આ મુસાફરી ઘણુજ સુખ રૂપે પસાર કરી છે અને અત્યારે અમારા એડમીરલ આબરેનો સંદેશો આપ સુધી પહોંચાડતાં અમને ઘણો જ આનંદ થાય છે.”

“આપ જે સંદેશો લઇને આવ્યા છો તેની મતલબ હું જાણું છું છતાં પણ આપ આપની ફરજ અદા કરો”

“એડમીરલ આબરેએ અમને આપની પાસે એટલા માટે મોકલ્યા છે કે અગર આપ સુલેહશાંતી અને સલામતીની ઇચ્છા ધરાવતા હો તો બનગાઝી તથા તેની આસપાસના કિલ્લાઓ મુકાબલાની કાંઇપણ હિલચાલ કર્યા વિના અમારા તાબામાં સોંપો અને તુરકી વાવટો કાઢી લઇ કેસ્માની કબજો અમને આપો જો આપ તેમના હુકમ ઉપર અમલ કરશો તો આપના માટે દરેક જાતનું આરામ આપવાની કોસીશ કરીશું. અને

આપ જ્યાં જવા માંગતા હશો ત્યાં આપને આપના માન મરતબાની સાથે પહોંચાડવામાં આવશે અગર જો આપ અમારી આ વ્યાજબી સલાહનો સ્વીકાર નહીં કરો તો લાચારીએ અમને ઇટાલીના રાજાના તાબાના દેશ ઉપર જબરાઇથી કબજો કરવો પડશે અને આજથી એક પખવાડીયા ઉપર ત્રીપોલીનું જે પરિણામ આવ્યું છે તેજ પરિણામ બનગાંઝીનું પણ આવશે. આવી હાલત થતાં મુકાબલો કરનારાની સાથે લગાર પણ દયા ભાવનો વર્તાવ કરવામાં નહી આવે અને તે સાથેજ શહેરનું પણ ખેદાન મેદાન કરી નાંખવામાં આવશે. "

" પણ " મેજરે હસતા હસતા પુછ્યું " આપ એક પારકા દેશ ઉપર શા માટે કબજો કરવા આવ્યા છો ? અને અમને અહીંથી ગુપચુપ નીકળી જવાનો કેમ હુકમ આપો છો ? "

" ઓહો હજુ સુધી આપને કબજો કરવાના કારણની ખબર નથી પડી ? આપ અત્યાર સુધી ક્યાં સુતા હતા ? શું અમોએ ત્રીપોલી ઉપર કબજો કરી લીધો તેની પણ આપને ખબર નથી ? વળી અમોએ ત્રીપોલીનો આખો દેશ ઇટાલીના નામદાર રાજાની સત્તા હેઠળ મુકી દીધો છે અને બનગાઝી પણ એમાં શામેલ છે એ આપે સાંભળયું નથી "

આ સાંભળીને બધા તુરકી અમલદારો હસી પડયા અને મેજર અઝીઝ બેક લગાર વધુ હસતા બોલ્યા.

" માત્ર આપે આપના વિચારોના પરિણામે આમ કર્યું ? "

" નહીં, બલકે અરસ પરસ રાજ્યોના બંધાએલા કાનુનોને અનુસરીને "

" તે કેવી રીતે ? "

" અમો એ ત્રીપોલીના પાયતખ્તને તલવાર વડે ફતેહ કરી ઇટાલીયન વાવટો ચઢાવ્યો અને તેની નીચે ઉભા રહી ઇટાલીના રાજાના નામએ બધા રાજ્યોના એલચીઓ સનમુખ ત્રીપોલીને ઇટાલી રાજ્યમાં મેળવી દેવાનો ઢંઢેરો વાંચી સંભાળાવ્યો અને ઇટાલીના તરફથી ગવરનરની નીમણૂંક કરી તેને પોતાના તાબાના દેશોના લીસ્ટમાં ગણી લીધો. "

" માત્ર આટલીજ ઠાર રવાઇ કરવાથી આપ આખા ત્રીપોલી દેશના માલેક બની ગયા? અને આ કારણોના લીધેજ અમને નીકળી જવાનો હુકમ આપો છો? "

" શું અમારા આ દાવાની દલીલ મજબુત નથી? "

" નહી બહુજ મજબુત છે ? એની મજબુતીમાં લગારે શક નથી, અને શક કરવાનું કારણજ શું હોય? કેમકે જેણે એક શહેર ઉપર કબજો કરી લીધો તે આખા દેશ ઉપર પોતાની માલેકી શામાટે ન સમજે ? અને એજ સબબ સર બાકીના બધા શહેરોના માલેકો તથા કબજો ધરાવનારાઓને ત્યાંથી ગુપચુપ નીકળવાનો હુકમ કેમ ન આપે ? "

" અને ખાસ કરીને માત્ર એક શહેર સિવાય બાકીના આખા દેશની બધી ભુમીના એક એક કટકા ઉપર પણ કબજો ધરાવતા હોય ?

મેજર અઝીઝ બેકની વાતના ટેકામાં શુકરી બેક બોલ્યા એટલે ઇટાલીયન અમલદાર લગાર ભાર દેતાં બોલ્યો.

" કાનુન એજ કહે છે પણ જો આપ હઠ ધર્મી અને બે ઇનસાફી કરો તો આપની ઇચ્છા, અમારી તોપો આજે આ વાતનો ફેસલો કરી દઇ હકદારને પોતાનો હક અપાવી દેશે. "

" જો હક અને ઇનસાફ આનુંજ નામ છે જે તમારા જેવા બે ઇનસાફી લોકો આદરી બેઠા છે અને આજ કાલની સુધારાના શીખર ઉપર પહોંચેલી પ્રજાઓનો એજ હેતુ છે કે વગર લેવે દેવે એક અમન ચેનમાં રહેનારી પાડોશી સલતનત ઉપર એક જુલ્મી પ્રજા ચઢી આવે, અને ચોર તથા લુટારાઓની પેઠે દરીયાઇ બળના આધાર ઉપર જબરાઇથી કબજો કરીને પોતાની ખાલી ડફાંસ મારતાં બાકીના બીજા બધા શહેરો ઉપર કબજો કરવાની ઇચ્છા કરે તો તમો લોકો કાન ફફડાવીને સાંભળી લ્યો કે મુસલમાનોની ગેરતમંદ કોમ અને તુરકો તથા આરબો જેવા બહાદુરો આવી બે શરમીથી ભરેલી વાત કદી સાંખી શકશે નહીં. અને તમો જે લુટ લઇ રહ્યા છો તે કદી પણ લેઇ શકશે નહી. તમારી કોમના

નાપાક અને નીચ લોકો આ ભુમી ઉપર જે કાળાકરતુતો કરી બે શરમી આદરી બેઠા છે તે બધા પાપોનો ઘડો ભરાઇ ચુકયો છે. એટલા માટે તેનો બદલો આપવા સારૂ પાક પરવર દિગારે તમને ત્રીપોલીથી બનગાઝીમાં મોકલ્યા છે. ત્રીપોલી ઉપર અમારી કેટલીક મસલેહતોના સબબે તમોએ જે કબજો કરી લીધો છે, તેથી ખુશી થવું ન જોઇએ. અહીંયાં હજારો મુજાહેદીનોની તલવારો તમારૂં લોહી ચાટવા માટે બેતાબ બની રહી છે. અને જીગરમાં પેવસ થઇને તમારા તન બદનને બાળી નાંખવા માટે બંદુકની ગોળીનો કારતુસોમાં તડપી રહી છે. તમો જે અફસોસ નાક મોતના પંજામાં ફસનાર છો તે તમને અહીં ખેંચીને લાવી છે, અને હવે તે દીવસ કાંઇ દુર નથી, કે ત્રીપોલીની ભુમીની બધી એકત્ર શક્તિ તમારા અપવિત્ર પગલાં આ પવિત્ર ભુમીમાંથી નાબુદ કરી નાંખે અને તમોએ ત્રીપોલીના અનાથ અને નિર્દોષોઉપર જે જુલમો ગુજાર્યાં છે તેનો પુરેપુરો બદલો આપે."

મેજરના ગજબનાક તથા પુરજોશ વીવેચનથી આખા હોલમાં ચુપકીદી પથરાઇ ગઇ અને ઇટાલીયન અમલદારોએ પણ આ વાતનો કાંઇ જવાબ આપ્યો નહીં. જો કે તેઓનો ગુસ્સો પણ ભડકી ઉઠયો હતો અને જીગર બેચેન બની રહયું હતું. પણ તેઓએ બહુજ સાવચેતીથી કામ લીધું જ્યારે મેજરે પોતાનું વીવેચન પુરૂં કર્યું, ત્યારે ઇટાલીયનો આ કહીને વિદાય થયાકે:—

" જો આપની એવીજ ખુશી હોયકે ઇટાલીયન તોપો અરબોના ખુનની જુમમેદાર બને તો આપની ઇચ્છા! આપના માથા ઉપર જે આફત આવનાર છે, તેની તઇયારીના માટે તઇયાર થઇ જાઓ બસ આટલું કહીને અમે વિદાય થઇએ છીએ."



## પ્રકરણ ૫૯ મું.

### સુડી વચ્ચે સોપારી.

ડરતે નહીં દિલ દુખાને વાલે
પડતા નહીં સબ્રભી કિસીકા

" જોયું મીસ સુફીયા! મારો દાવ ચાલી ગયોને? "

" શાનો દાવ ! કેવો દાવ ? " સુફીયાએ અજાયબીથી પુછ્યું. " બોલો મી. ડેવમેડ શું થયું, ? "

" વાહરે અમે ! ભલા અમોએ ધારેલું કામ ન થાય? " ખીંટીઉપર ટોપી મુકી કુરસી ઉપર બેસતાં ડેવમેડે કહયું, " ન થાય તો પછી અમે અમે શાના ? "

" કાંઈ કહેશો કે ? " સુફીઆએ હસતા હસતા પુછ્યું " નકામી ખરડ કરેશો. "

" શું કહું ? તમે પોતેજ સમજી જાવ "

" શું સમજી જાવ ? તમોએ શું ધાડ મારી જે કાંઇ કહો તો ખરા ? "

" બસ સુફીયા ! મારી લીધો, ઠેકાણે પાડી દીધો "

" કોને માર્યો ? કયાં માર્યો ? "

" પહેલાં જરા મને એક બે પેગ વહીસ્કીના લગાવવા દો પછી હું તમને

મારી બહાદુરીનું વર્ણન કરૂં.........એમાં કહેવાનું શું હતું !......
મારી લીધો, મારી લીધો, બલકે મારી નાંખ્યો ”

“ જાણ્યામાં આજે હદ ઉપરાંત પીધું છે ? ”

“ કેમ ન પીયું ? મારા દુશમનને ઠાર કરવા માટે બસ આ એકજ મારો હીમાયતી છે, ” દારૂની બાટલી ખીસામાંથી કાઢી ગટ ગટાવી જતાં બોલ્યો “ દારૂ ! ! દારૂ ! ! મારો જીગર દારૂ ! ! તું છે તો બધું એ છે અગર એવા હજારો દુશમન હોય તોએ શું ? ”

“ કોણુ દુશમન ! કેવો દુશમન ? ! ”

“ હવે ક્યાં છે ! મારી નાંખ્યો જેલમાં પહોંચાડી દીધો ”

“ બસ હવે બકવું મુકો, દારૂની ઝુમમાં બહુ બકબકાટ સારો નહી ”

“ બકબકાટ નથી અસલ વાત છે જો કે મેજર બ્રેડો અને બોગસ્ટનની સાથે બેસીને બે બાટલીઓ ખાલી કરી છે પણુ હું લગારે નીશામાં નથી. નીશો શાનો ? ખુશી ખુશી છે હવે તમારી સાથે એકાદ બાટલાં ખલાસ કરીશ ”

“ મારી સાથે ? શું હું તમારી પેઠે દારૂ પીનાર છું નહીં કદી નહી ”

“ નહી શુ હાં ? પીવું પડશે મારી ખુશીમાં તમો ભાગ નહી લો ? લેવો પડશે અને દારૂ પીવો પડશે ”

“ પહેલાં તમે ખુશી થવાનું કારણુ તો કહો ? ”

“ શું અત્યાર સુધી તમને ખબર નથી ? મેં તમને કહયું નથી ? વાહ ! વાહ ! મીસ સુરીઆ વાહ ! તમને ખબરજ નથી ? આજે તો મારો પુરે પુરો જાદુ ચાલી ગયો છે ”

" કેવો જાદુ ! કોના ઉપર ! તમે કહો છો શું ? લગાર ભાન રાખી વાતો કરો આમ છેક બેભાન ન બનો. "

" હું બેભાન નથી, ભાનમાં છું, લહેરમાં છું, તાનમાં છું. બસ બસ મારા જેવો બીજો દુનિયામાં કોઇ નથી "

" એમાં શું શક છે ? " સુફીયાએ હસીને કહયું, " લો હવે કેહતા હોવ તો કહો નહીં. તો હું બહાર જાઉં છું "

" બસ થોડીજ વાર ! પાંચ મીનીટ ! ગુસ્સે ન થાવ, મેં આજે મારા દુશમનને પુરેપુરો હરાવ્યો છે, અને હવે તે લશકરી કેદખાનાની હવા ખાતો હશે "

" કોણ ? "

" તેજ ! "

" પણ કાંઇ કહેશો ? "

" નેરૂ "

" શું નેરૂ ? "

" હા, તેજ બદમાશ "

" શું તેને સજા કરવામાં આવી ? જનરલ અને ડયુકે તમારા કહેવા ઉપર ભરૂસો કરી લીધો છે ? "

" હજુ સુધી સજા નથી થઈ પણ તેઓએ મારી વાત ઉપર ભરૂસો કરી લીધો છે "

" સજા ન થઈ હોય તો ફરી કેદખાનામાં કેવી રીતે જાય "

" તપાસ ચાલી રહી છે એટલે તપાસ ચાલતાં સુધી કેદમાં રાખ્યો છે "

" ક્યારથી ? "

" આજથીજ ! હું હમણાં ત્યાંથીજ આવી રહ્યો છું તપાસ કરનારા ઓફીસરે મારી તથા ઓગસ્ટનની જબાની ઉપરથી તેને કેદમાં મોકલી દીધો "

" તો એમ કહો કે એક નિર્દોષને ફસાવવાની ખાતર તમે તથા ઓગસ્ટને પેટ ભરીને જુઠ બોલ્યું. તમને આવી રીતે સફેદ જુઠ બોલતાં લગાર પણ શરમ ન આવી ? "

" એક હરીફને સપડાવવા ખાતર જુઠ બોલવું તે કાંઇ જુઠની ગણત્રીમાં છે ? એતો એક બાજી છે આજે અમે ફાવી ગયા તો કાલે એ ફાવી જાય "

" ત્યારે દારૂ પણ ત્યાંજ પીધો હશે અને ત્યાંથીજ સાથે લાવ્યા હશો ? "

" નહીંરે ! ત્યાંથી પાછા ફરતાં મેજર બ્રેડોને ત્યાં પીધું હતું અને ત્યાંથીજ લાવ્યો છું. "

" વારૂ તમે ત્યાં શું જબાની આપી ? "

" મેં તથા ઓગસ્ટને જબાનીમાં કહ્યું કે નેરૂએ અમો બંનેની સામે પોતાના ગુનાહનો ઇકરાર કર્યો છે અને તેમાં તેણે જણાવ્યું છે કે મે પોતે મીલાના કેટેરના અને બંને હોડીવાળાઓને સમુદ્રમાં ડુબાવી દીધા છે "

" તપાસ કરનાર અમલદારે તમારા આ કહેવા ઉપર ભરૂસો કરી લીધો ? "

" કેમ ન કરે, શું અમે કાંઇ જુઠું કહ્યું છે ? "

" જુઠ તદન જુઠ એક માણસ બે પુરૂષો અને બે સ્ત્રીઓને સમુદ્રમાં ડુબાવી દે એ કદી માનવામાં ન આવે "

" અરે એવી બારીકીઓને કોણ જુએ છે ? અમે તપાસ કરનાર અમલદારને અમારી સાથે મેળવી લીધો છે "

" તો ફરી એમ કહો કે તમોએ તે બિચારાને ફસાવવાની જાળ પહેલાંથીજ પાથરી દીધી હતી. "

" હા, એમાં લગારે શક નહીં " ડેવમેડે મુંછોને વળ દેતાં કહયું " કેમ હવે મારી અક્કલ મંદીને માનોછોને ? "

" જરૂર "

" તો ફરી હાથ લાવો અને વાયદો કરો "

" કેવો વાયદો? "

" તેજ જેનો તમે તે દીવસે ઇકરાર કરેલો છે, "

" મને તો કાંઈ યાદ નથી, "

" બસ એટલામાંજ ભુલી ગયા!, તે દીવસે તમે શું કહયુ હતું? "

" મેં તમને કાંઇ પણ કહયું નથી, "

" વાહ, વાહ, પ્યારનો વાયદો ભુલી ગયા ? "

" કેવો પ્યાર ? "

" મારી સાથેનો, "

" તમારી સાથે તો પ્યાર છે. તમારા એકલાથીતો શું પણ મારા ચાર્જમાં જેટલા બીમાર છે, તે બધાની સાથે "

" તમારાં બીજા બીમારોની સાથે જે પ્યાર હોય તેને રહેવા દો, હું તો બીજીજ જાતના પ્યારનો બીમાર છું. "

" એટલે ? "

" પાક પ્યારનો "

" તો એને નાપાક કોણ કહે છે. "

" અરે આને પાક કોણુ કહે છે ! પાક પ્યાર તો તે હોય છે, જેમાં લગાર.................. "

ડેવમેડ અહીં સુધી પહોંચ્યોજ હતો કે બહારથી તેને બોલાવવાનો સાદ સંભળાયો એટલે તે વાત પડતી મુકીને બહાર ગયો અને ફરી થોડી વારમાં અંદર આવી સુરીઆને કહેવા લાગ્યો

" મને તપાસ કરનાર ઓફીસર તેડે છે માટે હું જાઉ છું. "

આટલું બોલી તે બહાર ચાલ્યો ગયો એટણે સુરીઆએ ખુદાનો આભાર માન્યો તે બાદ તેણી એક ઊંડા વિચારમાં પડી જતાં મનમાં બોલવા લાગી.

આ ના લાયક તો હાથ પગ ધોઇનેજ પાછળ પડયો છે મારો ચહેરો જોતાંજ દીવાનો બન્યો છે, તેના બધા જખ્મ સારા થઇ ગયા છે છતાં હોસ્પીટલમાંથી જવાનું નામ લેતો નથી જાણ્યામાં ડાકટરને લાંચ આપી બીમાર બનેલો છે. ડાકટર ગલેમુર મારા બાપનો દોસ્ત છે નહી તો હું જનરલ કેનાવાની પાસે જઇને તેની વીરૂધ્ધમાં કહી આવતી કે તેણે આવા બદમાશને માત્ર મને પજવવાની ખાતર હોસ્પીટલમાં માંદો બનાવીને રાખ્યો છે...............ડેવમેડ મહા લુચ્ચો છે, બાપડા નેરના ઉપર કેવી આફત બરપા કરી છે.........હું આવા બદમાશની સાથે એક મીનીટ ના માટે પણ મોહબ્બત કરી શકું છું ?.........તે મને પોતાના પ્રેમ ઉપર લાચાર કરે છે અને કહે છે કે જો હું તેના કહેવા પ્રમાણે નહીં કરૂં તો તે મારી સાથે પણ એવોજ વર્તાવ કરશે......શું કરૂં મહા આપદામાં પડી છું......શું ત્રીપોલીથી પાછી ચાલી જાઉં ? એ પણ થઇ શકતું નથી લોકો શું કહેશે કે દેશ ભકતીના માત્ર બાંગાજ ફુંકતી હતી શું કહીને ગઇ હતી અને શું કરીને આવી......પણ રહેવામાંએ ભારે પીડા છે અગર તેની માંગણીનો સ્વીકાર કરૂં છું તો તે લગારે મુનાસબ નથી...મારી ઇજ્જત આબરૂને કલંક લાગે છે......અગર ન માનુ તો અહીં મારી પવિત્રતાનું રક્ષણ કેવી રીતે થઇ શકશે ? માત્ર તેનીજ બીકના સબબે મેં તેના તંબુમાં જવાનું પણ માંડી વાળ્યું છે પરંતુ હવે તે બદમાશ દારૂ પીને મારા તંબુમાં ચાલ્યો આવે છે અને અહીં આવીને

મને પજવે છે.....બીજા માણુસો તેને આવી રીતે મારા તંબુમાં આવતો જોઇ શું કહેશે......"

મીસ સુરીયા અહીં સુધીજ કહેવા પામી હતી કે તંબુનો પરદો ઉંચકાયો અને કેપટન ઓગસ્ટન અંદર દાખલ થયો તેણે અંદર આવીને માથા ઉપરથી ટોપી ઉતારતાં સુરીયાને કહ્યું.

" ગુડ ઇવનીંગ મીસ સુફીયા? "

" હલ્લો મીસ્ટર ઓગસ્ટન ગુડ ઇવનીંગ " કુરસી ઉપરથી ઉઠી ઓગસ્ટનથી શેક હેન્ડ કરતાં સુફીયા બોલી " આપની તબીયતતો સારી છે ને? પધારો! પધારો! અત્યારે શામાટે તકલીફ લીધી "

" માત્ર તમારી મુલાકાત માટે આવ્યો "

" મોટી મહેરબાની થઇ " કુરસી ઉપર બેસાડતાં સુરીઆએ કહ્યું ! " બેસો! "

" કહો આપની તબીયત કેવી છે? " કુરસી ઉપર બેસીને ઓગસ્ટને પુછ્યું.

" આપની મહેરબાનીથી સારી છે. "

" ખુદા આપને તંદુરસ્ત રાખે, આપના તંદુરસ્ત રહેવાથી હું મારા મોટા ભાગ્ય સમજું છું અગર આપ અહીં નહોત તો સાચું કહું છું કે મારો એક દીવસ પણ ત્રીપોલીમાં મુશકેલીથી પસાર થાત "

" સાચું કહો છો એક દેશીને બીજા દેશીની સાથે આવો સંબંધ કુદરતી રીતે જોડાયલો છે " ઓગસ્ટને પોતાને જુદીજ નજરે જોઇને ઉપલુ વાક્ય કહેલું હોવાથી તે વાતને બદલી નાંખતાં, સુરીઆએ કહ્યું " મને પણ આપની જોડે એવોજ સંબંધ થઇ ગયો છે કે આપના આવવાથી ખુશી થાય છે. "

" ખુદા કરેને તમે જે કહો છો તે સાચું હોય. " હાયકારો નાંખતાં ઓગસ્ટન બોલ્યો, હું તો તમારા પ્યારમાં દીવાનો બની રહ્યો છું.

" આ શું " સુરીરા અજાયબીથી બોલી ઉઠી "ક્યારથી?"

" જ્યારથી તમને જોયાછે ત્યારથી મારૂં દીલ મારા કબજામાં નથી, ઘણી વખતે રૂબરૂમાં આવીને પ્યાર જાહેર કરવાની ઇચ્છા થઇ પણ એવી તક આજ સુધી મળીજ નહીં આજે ખુદા ખુદા કરીને બદમાશ ડેવમેડને બહાર કાઢયો એટલે તમારી સામે પ્યાર જાહેર કરવાની તક મળીછે."

" તો એમ કહોકે આપ પણ પાંચમા સવારોમાં છો ? "

" તમે જે સમજો તે, હવે તો હું તમારી તીર સમાન ભમરોનો જખમી છું. "

" પણ મને સમજ નથી પડતી કે આપ લોકો અહીં ત્રીપોલીમાં લડવાને આવ્યા છો કે પ્યાર કરવાને ? "

" બીજાના માટે તો હું કહી શકતો નથી, પણ મારી સ્થીતીતો એવી છે કે જ્યાં સુધી તમારાં જેવી રમણીના પ્યારમાં લીન ન બન્યો હોઉં ત્યાં સુધી મારો જીવ લડાઇમાં લાગતો નથી, બસ મન હરણીનો પ્યાર અને શરાબના પ્યાલા એ બે વસ્તુઓ ન હોયતો જીંદગી અકારી છે. "

" આ ઉપરથી તો આપ જુના પ્રેમી જણાઓ છો ભલા કહો જોઇએ આજ સુધી આપની કેટલી રમણીઓ ઉપર પસંદગી ઉતરવા પામીછે?"

" અરે એમતો સેંકડો સુંદરીઓ નીહાળી અને તેમની સાથે પ્યાર પણ કર્યો, પરંતુ અત્યારે તમો સઘળી સુંદરીઓની સરતાજ છો, તમારા સૌંદર્યે સર્વને હરાવ્યા છે. "

" આપનું કહેવું બધું સાચું પણ એમ કહોકે હું અહીં ત્રીપોલીમાં બેસીને કેટલાઓની સાથે પ્યાર બાધું ? ડેવમેડ જુદો મારી પાછળ લાગ્યો છે આપ અલગ પ્યારની જપના કરો છો અને કદાચ કાલે બીજો

કોઇ પ્રેમમાં પડશે. આવી હાલતમાં હું બધા ચાહનારાઓની સાથે મોજ કરતી ફરું કે આપણા દેશી જખમીઓની સારવાર ! અથવા તો તમો પ્રેમીઓનાં મુકાબલાની સહેલ ! !"

" બદમાશ ડેવમેડનો તો તમે લગારે ખ્યાલ ન કરો, તે તો અનકરીબ પોતાની સળગાવેલી આગમાં બળીને ભષ્મ થઇ જશે, હવે બીજો કોઇ તમારા તરફ આંખ ઉઠાવીને જુએ તેનો હું પુરે પુરો બંદોબસ્ત કરીશ ફરી આપને કાંઇ હરકત છે ? "

" ડેવમેડ કેવી રીતે પોતાની સળગાવેલી આગમાં બળશે ? "

" નેરૂ ઉપર તેણે જે આરોપ મુકયો છે તેમાં તે પોતે ફસાઇને જેલની હવા ખાશે. "

" પરંતુ તેમાં તો તમે પોતે પણ શામેલ છો. "

" મેં તો માત્ર આરોપને સાચો કરી દેખાડયો છે અને તે પણ તેને ફસાવવાની ખાતર. મેં એવી રીતે જબાની આપી છે કે બધો આરોપ નેરૂના ઉપર પડે. "

" પણ તે તો આપનો સ્નેહી છે ફરી આપ તેને ફસાવવાને શામાટે કોશીસ કરો છો ? "

" માત્ર એટલા માટે કે હું તમારા પ્યારમાં પડયો છું "

" એ કાંઇ કારણ ન કહેવાય ? "

" કેમ ન કહેવાય ? "

" આપજ ફરમાઓને ? "

" મારા પહેલાંથીતે તમોને ચાહેછે તેથી હું તમોને ચાહું તે કદી પણ પસંદ કરશે નહીં. એટલામાટે મેં પહેલાં તેને ઠેકાણે પાડી દેવાનું મુના;

સખ જાણવું કે પાછળથી તમારી સાથે એશ આરામમાં જીંદગી ગાળતાં કોઇ વચ્ચે ન આવે."

"પરંતુ આ હીલચાલ તો આપ તે વખતે કરી શકતા કે જ્યારે આપને મારી તરફથી પ્યારની ખાત્રી હોત."

સુફીયાએ આ વાકય ઓગસ્ટનની સામે જોઇને કડક સાદે કહયો જેનો જવાબ તેવાજ કડક સાદમાં ઓગસ્ટને આપ્યો.

"ઓહ મને તેની પરવા નથી માત્ર તેનો કાંટો દુર થઇ જવો જોઇએ તે બાદ હું તમને રાજી કરી લઇશ અગર ખુશીની સાથે રાજી નહીં થાઓ તો જબરાઇથી કરી લઇશ."

"પણ એમ થવું અસંભવિત છે," ઓગસ્ટનની ફરેથી આંખો જોઇને લગાર બીહતાં સાદે સુફીયા બોલી. "વળી હજુ સુધી ડેવમેડ પણ સલામતીમાં છે."

"તેની બરબાદીમાં માત્ર થોડાજ કલાક બાકી છે. હું બંદીકારવાઇ સમાપ્ત કરી ચુકયો છું માટે હવે તેને જેલમાં જતાં કોઇ રોકનાર નથી, બીજી વાતના માટે એટલુંજ કહું છું કે અસંભવિત ને સંભવિત બનાવતાં મને લગારે વાર લાગતી નથી."

આ સાંભતાંજ સુફીયાનો ચહેરો સફેદ પડી ગયો જેને ઓગસ્ટને ધ્યાન પુર્વક જોયો. સુફીયાએ હીમ્મત કરીને કહયું. "પણ આપ કોઇના ઉપર ગેરવ્યાજબી દબાણ કરી શકતા નથી."

"અલબતાં જે મારૂં કહયું માને છે તેના ઉપર દબાણ કરતો નથી પણ જે મારી આજ્ઞાનો અનાદર કરે છે તેના ઉપર જબરાઇ વાપરવામાં હું લગારે ચુક કરતો નથી."

"તો શું આપ મારી સાથે પણ જબરાઇનો વર્તાવ કરશો."

"હા જો તમે મારી વાત નહીં માનો તો"

" આપને આપના મત ઉપર બીજી વાર વિચાર કરવો જોઇએ "

" નહીં હું સારી પેઠે વિચારી ચુકયો છું અને હવે તમને છેવટનો ફેસલો સંભળાવવા આવ્યો છું. " ઓગસ્ટને કુરસી ઉપરથી ઉભા થઇને કહ્યું " હવે તમે આજથી મારાં થઇ ચુકયા છો માટે ખબરદાર બીજાની તરફ આંખ ઉંચી કરીને જોતા નહીં તેમજ મારી મરજી વિરૂધ્ધ કાંઇ કામ કરતાં નહીં. "

" અને જો હું અહીંથી ચાલી ગઇતો ! " ધ્રુજતા સાદે સુફીયાએ કહ્યું.

" તમે અહીંથી મારી રજા વિના એક ડગલું પણ આગળ ભરી શકતા નથી. અત્યારે હું મારો છેવટનો ફેસલો સંભળાવીને જાઉ છું. કેમકે રાત વધારે વીતી ચુકી છે. હવે કાલે જે વખતે ડેવમેડ જેલમાં પહોંચી જશે ત્યારે હું આવીશ અને તમારા માટે મેં અત્યાર સગી કયાં સુધી બંદોબસ્ત કરી રાખ્યો છે તે સંભળાવીશ. "

આટલું કહીને ઓગસ્ટન તંબુની બહાર નીકળી ગયો અને સુફીયા આ કહેતાં દીલગીરીના દરીયામાં ગરકાવ થઈ ગઇ.

એક આફતસે તો મર મર કે હુવા થા જીના
પડ ગઇ ઓર યે કયસી મેરે અલ્લાહ નઇ



# પાંચમા ભાગમાં શું વાંચશો ?

ગુપ્ત ભેદી ફરમાન લાવનાર કાસદ, અસગર અને સબીહાનું દુઃખી દાસ્તાન તથા એક યુવાન કાસદની આમદ, બનગાઝીપર ઈટાલીયન હુમલો, અરબોનો શુરાતન ભરેલો બચાવ, બનગાઝી દુશ્મનોના હાથમાં, ઇટાલીયનોનું નીકળેલું કચરઘાણ, બનાવટી ખબરો બહાર પાડવાનું ભોપાળું, ઈટાલીયન જાસુસો પાછા ઈટાલી કેમ્પમાં, અરબ જાસુસની બાહોશી, તેણે કેટેરના અને મીલાનાનો આપેલી ખબર તથા અનેક ભેદી વાતોનો ખુલાસો, બેવકુફ ઈટાલીયન અમલદારો, મીલાના અને કેટેરનાનો મુલાકાત, તે બંનેની તુરકી કેદખાના વિષે વાતચીત, મીલાનાની ફીદાગીરી, તુરકી કેમ્પમાં શમસા અને બાલેગાના ભાઇઓની તપાસ તેઓએ પોતાની બહેનોની શોધમાં કીધેલી મુસાફરી, તુરકી કેમ્પમાં નવ જવાન જાસુસોએ ઇટાલીયન અમલદારો ઉપર કરેલા કાબુની વાતચીત

આ હકીકત ઉપરાંત એવી સરસ રચનાથી પાંચમો ભાગ તૈયાર કર્યો છે કે વાંચનાર

છઠા ભાગ

ના માટે બેચેન બન્યા વગર રહેશે નહીં.

# રાસ્કોપ સીસ્ટમ વૉચ

૩૦ કલાકની ચાવીવાળી પછવાડે
કાચ અને હીરાવાળી



કીમ્મત માત્ર રૂ ૩ા વી. પી.
ખર્ચ સાથે રૂ. ૩ાા

નીચે મુજબ ઇનામો આપવામાં આવે છે.

હરાજનો મલમ ડબી ૧, તામ્બુલબીહાર (પાનમાં ખાવાનો મસાલો) ડબી ૧, કાચ ૧ કમાન ૧, બાકસ ૧. રૂપેરી છેડા ૧. પાનનો મસાલો (કાથો, ચુનો કોઇ ચીજની જરૂર પડતી નથી) શીશી ૧, દેશી સુગન્ધી અતરની શીશી ૧, કુલ્લે ૮ ચીજો ઇનામમાં મળે છે. ખલાસ થયા પછી પસ્તાવું પડશે. ખાલી ઘડીઆળની કીંમતજ રૂ. ૩ા આપવી પડે છે. અમારૂં નામ જાહેર કરવા ખાતરજ ઇનામો આપવામાં આવે છે.

ઠે. ઇનામી કાર્યાલય.

કાલબાદેવી મુંબઇ નં. ૨